# ગરીબ હલીમા.

એક અતિ રસિક તથા ઠેરઠેર કમકમાટ
ઉપજાવનારી સાંસારિક વાર્તા.

લેખક:—
"સુલેમાન હુસેનમીયાં જફાસાહેબ.

જેમની પાસેથી સર્વ હક્ક ખરીદી લઈ
પ્રગટ કર્તા
કાગઝી મહમુદમીયાં ઍન્ડ એમ. બુકસેલર્સ
ઍન્ડ પબ્લીશર્સ.
ઠે૦ ટાવરરોડ મલાયાની વાડી સામે-સુરત.



છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક.
'અનાવિલ બંધુ' પ્રેસ બરાનપુરી ભાગળ, ભાજીવાળી
પોળ-સુરત.

સં. ૧૯૮૨.
ઈ. ૧૯૨૬.
કીંમત આઠ આના.
પ્રથમાવૃત્તિ.
પ્રત ૨૦૦૦

# હૃદયનો હર્ષ

પ્રથમ સર્વ વખાણ તે ઇશ્વરકરૂણાને ઘટીત છે, કે જેણે આ જનકૃતિના સાચા કૃત્ય તરીકે સાહિત્યસમાજની સેવા અદા કરવાનું સામર્થ્ય મારા જેવા નિર્બળ આત્મામાં ઉત્પાદન કર્યું, અને જીજ્ઞાસુ જનસમાજના જ્ઞાનમાં વિધવિધ પ્રકારની અભિવૃદ્ધિ કરવાની દાઝઅગ્નિ પ્રજ્વલન કરી.

જો કે આ સદ્દુદ્દેશો બાલ્યાવસ્થાથીજ હૃદયમાં લહેરી રહ્યાં હતાં. પણ, માતૃભાષા ઉર્દુ અને માતૃભૂમી ગુજરાત હોવાના કારણે પ્રકાશમાં આવી શકયા નહીં. છતાં, આજે હું તે મહાકૃપાળુના લાખ લાખ ઉપકાર માનું છું; કે જેણે મને કઠણ નહીતો સરળ ભાષામાં પણ ફતેહમંદી આપી.

બીજા આભાર હું કાગદી મહમુદભાઈ એન્ડ એમ. પબ્લીશર્સના માનું છું, કે જેમણે પોતાના ઉદાર સ્વભાવના પ્રતાપે મારા પુસ્તકોને જનસમાજમાં પ્રગટ કરવાની હામી ભરી મારી અંતરેચ્છાઓને ઉત્તેજન આપવાની કૃપા કરી.

હવે ત્રીજો આભાર હું મારા તે મિત્રોનો માનું છું. કે જેમણે 'શરર સાહેબ' ના વિચારો આ 'ગરીબ હલીમા' નામક પુસ્તકમાં દર્શાવવા આગ્રહ કર્યો અને ઉત્કંઠા અપાવી. જેમાં સેવક, તે મિથ્યાભિમાની

લોકોને, કે જેઓ ધનસંપતી અને અધિકારીના વ્યર્થ અહંકારમાં ગર્ક થાય છે. તે સ્ત્રિઓને કે, જેઓ અંગ્રેજી વિદ્યાભ્યાસની અનર્થ કેળવણી પર ફુલાઈ લોકલાજ છોડી દે છે. અને તે સેવકોને પણ કે, જેઓ ટુંકજ સમયની નોકરી પર ગર્વિષ્ઠ થઇ, સ્વામિની સરખામણી કરવા જાય છે. એવી એવી કરૂણા જનક રીતે અને ગરીબ હલીમાના એવા એવા કમકમાટ ઉપજાવનાર સુકૃત્યોદ્વારા બોધ આપવાની કોશેશ કરી છે, કે કુભાગ્યેજ કોઇ 'નીરૂપયોગી'ના ઉદગારો ઉચ્ચારે.

હવે પ્રિય વાંચક વર્ગથી મારી ફક્ત એજ અરજ છે કે, તેઓ આ મારા નજીવા પુસ્તકને ન્યાયની દ્રષ્ટીએ સ્વીકારે, વાર્તા મુસ્લિમ સંસારીક હોવાને કારણે ભાષા તથા ભૂલચૂક દરગુજર કરે, અને બીજા વધુ પુસ્તકો તેમની સેવામાં સંસારીક તથા ઐતીહાસિક અર્પણ કરવાની તક આપી, એક ભારતબંધુની દાઝ દાખવી સહાનુભુત થાય. તથા ઉત્તેજન [illegible] કૃતાર્થ કરે.

ડાંગી શેરી
સ્ટેશનરોડ
સુરત

સેવક. એ[illegible] એચ. જ[illegible]

# અનુક્રમણીકા.





# ગરીબ હલીમા.

## પ્રકરણ ૧ લું.

### "તિરસ્કાર"



સ હવારનો વખત, અને રવિવારનો દીવસ, એ શહેરના પ્રત્યેક દેખાવોને એવી તો સુંદરતા અર્પી રહ્યાં હતાં, કે આજે જાણે કોઇ તહેવાર ન હોય ? તેમ ચારે તરફથી મોટરો ઘોડાગાડીઓ વીગેરેના અવાજોએ મોટો શોરબકોર કરી રાખ્યો હતો. દરેક જતા આવતા લોકો કેટલેક ભાગે આજે ખુશ દેખાતા, બલ્કે મકાનો બિલ્ડીંગો વીગેરે પર પણ એક જાતની ખુશી પ્રસરી રહેલી માલમ પડતી.

'અય્યાશ મેન્શન' ઘણીજ પુરબહારમાં શણગારવામાં આવી રહ્યો હતો. અય્યાશ તરફથી થનારી રાતની ઈવનીંગ પાર્ટી માટે જાતજાતની તૈયારીઓ થઇ રહી હતી. જેમાં ભિન્ન ભિન્ન જાતિના અનેક લોકો શામેલ થતા, અને અય્યાશની મેહફીલને ગરમ કરતા. અને આવી પાર્ટીઓ દર રવીવારે વગર ગાળે થતી.

અય્યાશ પોતે જોકે એક પ્રતિષ્ઠિત ઓહદ્દેદાર હતો. અને તે સિવાય તેણે બૅરીસ્ટરીની પરીક્ષા ઘણીજ પૂતેહ-યાબીથી પાસ કીધી હતી. છતાં અફસોસ કે તે એક મુસલમાન હોઇ તેનામા મુસલમાનીનો રજ બરાબર પણ ભાગ ન હતો. મઝહબ અને ધર્મ કઇ ચીજનું નામ છે, તે જાણતો ન હતો. અને વધારે અફસોસની વાત તો એ હતી, કે એના દોસ્તોમાં પણ એવો એક્કે હીરો ન હતો, કે જે તેને સીધી અને સારી સલાહ આપી ધર્મને માર્ગે ચલાવે. તેમ છતાં જેઓ હતા, તેઓને અય્યાશે એવી ખરાબ રીતે ધિક્કારી કાઢયાં, કે ફરી અય્યાશનું મોં પણ જોવું તેમને માટે પાપ સમાન થઈ ગયું હતું. આજે એક છેલ્લો રહી ગએલો સાલેહ નામનો મિત્ર એક છેલ્લો પ્રયત્ન કરવાને ઇરાદે એને ત્યાં આવ્યો હતો. જે વચલા હોલની બાજુના એક ઓરડામાં બેસી તેને કંઇ સમજાવી રહ્યો હોય, એમ જણાતુ હતું અત્યાર સુધી બન્ને ધીમે ધીમે વાતો કરી રહ્યાં હતાં પણ એકાએક અય્યાશનું મોં એકદમ ગુસ્સામાં આવી ગયું. તે એકદમ ઉશ્કેરાઇ ગયો. કારણ કે એને જે વાતો સાલેહ સમજાવી રહ્યો હતો, તેને તે અંતઃકરણ પૂર્વક ધિક્કારતો. રંજ અને ફીકર શું ચીજ છે. જેની લેશ માત્ર પણ પરવા કર્યા વગર અય્યાશી અને મોજમજાહમાં પોતાના દીવસો એવી રીતે વ્યતીત કરતો કે

કોઈપણ ન કરી શકે. પણ જ્યારે સાલેહને પોતાની વિરૂદ્ધ સલાહ આપતાં સાંભળ્યો તો તેના ગુસ્સાનો પાર રહ્યો નહી. ચ્હેરાનો રંગ એકદમ ફેરવાઈ ગયો અને ક્રોધ આવેશમાં બોલી ઉઠયો.

"એટલે........? તમે કોઇપણ રીતે મને પૂનર્લગ્ન કરતા રોકી શકવાના નથી. નાલાયક હલીમાએ મારા ઘરનું સત્યા-નાશ વાળી રાખ્યું છે"

"તમે ભૂલો છો" સાલેહે દ્રઢતાથી કહ્યું 'હલીમા' સત્યાનાશ કરી રહી નથી. બલ્કે તે પોતાના ભક્તિબળે તમારા ઘરને અલ્લાહના કહેરથી (કોપથી) બચાવી રહી છે એ સ્ત્રિ તમને જહન્નમની (નર્ક) આગથી બચાવશે. તે નમાઝો પઢે છે. રોઝાઓ (અપવાસ) રાખે છે, ખેરાત દાન કરે છે, મતલબ ઇસ્લામના દરેક ફર્ઝ (હક) તે અદા કરે છે. હું નથી સમજી શકતો કે તમે એને કઈ વાત પર ધિક્કારો છો?"

"તમે સમજો કે ન સમજો, એની મને પરવા નથી" અય્યાશે કહ્યું. "પણ હવે એ તો નક્કીજ કે હું આરઝા સાથે લગ્ન કરવાનું કદી પણ માંડી વાળવાનો નથી. કમબખ્ત હલીમા મારા માટે એવી થઇ રહી છે, કે જેને જોતાં મારી નસેનસનું ખુન ઉછળી પડે છે. તે ધર્માંધ સ્ત્રિએ મારી સુખમય જીંદગીને દુ:ખદાયક બનાવી રાખી છે. મેં એને

અનેક વાર કહ્યું કે, "તું આ ધર્મના ઢકોસલાં છોડી દે અને ચાલુ જમાનાની પ્રકૃતિ અખત્યાર કર તું જેટલા પૈસા ખેરાત તથા દાન દક્ષીણા પાછળ ખરાબ કરે છે જો તેટલાંજ પૈસા સાંજના સ્હેલ સપાટામાં ખર્ચે અને તાજી હવા ખાય તો કેટલી બધી તંદુરસ્તી સુધરે ?" અને એ પ્રમાણે નમાઝ માટે પણ સમજાવ્યું કે, "જો તુ આ એક નકામી વસ્તુ નમાઝ પાછળ તારો કીમતી ટાઇમ વેસ્ટ કરે છે, કે જે આ દુની-યામાં કોઇ પણ જાતનો ફાયદો પહોંચાડનારી નથી. એના કરતાં જો એટલોજ વખત 'પિયાનો' 'હાર્મોનીયમ' અથવા એવા બીજા કોઇ જાતના વાજીંત્ર પાછળ કાઢે તો કેટલી જાતજાતની રાગણીઓ શીખે, મનની પ્રફુલ્લીતા મેળવે, તથા ખુશ અને ખુશ રહે પણ હાય તે જુના વિચારોના ઢોરે એક પણ ન ગણકારી. ના, ના તમેજ કહો મી. સાહેબ ? કે જો હું આરઝા જેવી ભણેલી ગણેલી મોડર્ન ટાઇપની સ્રી સાથે પરણું તો મને આ દુઃખ ભોગવવું પડે ? નહી કદીજ નહી, કારણ તે પોતાના કાકા સાથે બે ત્રણ વખત ઇંગ્લંડ જઇ આવી છે, 'એટીકેટ,' 'લવ મેટર,' 'સ્ટાયલ;' અને 'તહઝીબ' વિગેરેથી સંપૂર્ણ વાકેફ છે. અફસોસ હલીમા કેમ આવી નીકળી ? (એક ઠંડા ઉચ્છવાસ સાથે) પણ વાત અસલ એ છે, કે જે માણસ જેવા કુળમાં જન્મેલો હોય તેમાં તેવીજ અસરો પડે છે."

"તોબા કરો......મી. અય્યાશ, તોબા કરો ! આ શું કહી રહ્યાં છો ? હલીમાનું ખાનદાન અને કુળ ? ? અરે એ જે કુળમાં જન્મી તેને તમે હમણા તો નહી પણ પછી પીછાણશો. જે હલીમાને તમે ધિક્કારી રહ્યાં છો, તે ન કહી શકાય કે કોઇ દીવસ તમારાજ અંતરમાં તમારાજ ઘરમાં અને તમારીજ આંખ્યોમાં, પથરાઓ મહી છુપાએલા હીરા સમાન ચમકે, કાંટાઓમા રહેલા ગુલાબ સમાન દીપે. અને જે આરઝા માટે આપ તડપી રહ્યાં છો, સંભવીત છે કે તે એક શરબત તળે બેઠેલું વિષ શાબીત થાય ! કારણ કે "જ્યાં સુધી માણુસના શિક્ષણમાં ધર્મનો તત્વ ન હોય ત્યાં સુધી તે શિક્ષણજ નકામો અને હાની-કારક રહે છે." અને તેનું ફળ...................."

"બસ કરો બસ કરો," હવે આય્યાશથી ન સહન થઇ શકાયું પોતાની હૃદયેશ્વરી અને તનમનની માલીક આરઝાનું એવી રીતે થતું અપમાન તેનાથી સાંખી શકાયું નહીં. તે ગુસ્સામાં ધ્રુજી ઉઠયો. પોતાની પ્રાણેશ્વરીના અપમાન તેને પુષ્પ મહી કાટાં અને અગ્ની મધ્યે જળ સમાન ભાસવા લાગ્યું. અહીં અમારે એટલું જણાવવું પડશે કે અય્યાશ સમક્ષ, કોપ કહેર દુઃખ અને મુસીબત કોઇ હસ્તી ન રાખતા હતાં. પ્રભુ તથા તેના દરેક બળ અને શક્તિને તે નાસ્તિક માનતો, તથા દુનીયામાં કે

આકાશમાં આ ચીજોમાંની એકપણ વસ્તુ હોવાનું તે હડહડતું જુઠાણું સમજતો. અને એનું કારણ એ સિવાય બીજું શું હોઇ શકે, કે જેની આંખે કમળો હોય તે સઘળુંજ પીળું દેખે. તે એમ ધારતો કે જ્યાં સુધી મનુષ્ય કુબુદ્ધી અને લઘુમતી ન વાપરે ત્યાં સુધી તેની પાસે દુઃખ મુસીબત કહેર કે આફ્ત કંઇપણ આવી શકતું નથી. પણ તે ક્યાં જાણતો હતો કે પ્રભૂ સર્વશક્તિમાન છે. ધન દોલત સુબુદ્ધી કે કુબુદ્ધી તેની આગળ કંઈપણ ચાલી શકતું નથી. કેટલીક વખત તો કોપનો વિચાર આવતા તે તેને એવી રીતે ઉડાવી દેતો કે, "મારા પાસે અખુટ ધન દોલત અને સામગ્રીઓ છે. અને જ્યાં સુધી એ ચીજોનું બળ મારી પાસે છે, ત્યાંસુધી તો કોઇપણ જાતની શક્તિ મારા પર કાબુ મેળવી શક્તિ નથી."

અય્યાશનો ધર્મ જો કે વિલાયત જઇ આવ્યા પછી નાશ પામી ચૂકયો હતો, તો પણ અમે એ સારી રીતે જાણીએ છીએ કે તે એક ઉંચા ખાનદાનમાં જન્મેલો સૈયદ માબાપનો ગર્ભશ્રીમંત સુપુત્ર હતો, અને તે એક એવા બાપનો દીકરો હતો, કે જેણે એક ઉચ્ચ ઓહ્દેદાર અને પ્રતિષ્ઠિત માણસ હોઇ, ધર્મસબંધી એવી તો નામના મેળવી હતી કે, દુનીયા તેના વખાણ કરતી, અને એમ કહેતી કે "આવો ધર્મચુસ્ત ઓહ્દેદાર આજ સુધી ન જોયો."

પણ હાય કાળ તું કોઇને છોડતું નથી. અય્યાશને તેં તારા પંજામાં એવી રીતે સપડાવ્યો કે તેની જીંદગી ધૂળ કરી નાખી. તારા પરીવર્તનમાં તે નેક બાપનો પુત્ર, એવો તો સપડાયો કે ધર્મ અને પુણ્ય હવા ગતીએ તેનામાંથી નીકળી ગયાં. હાય અય્યાશ પરજ શું ? દરેકની એજ હાલત છે. સારા સારા સદગુણી ગૃહસ્થો સદમાર્ગ છોડી દુર્ગુણાધીન હીચકારા બની બેઠાં છે. ઓ કાળ શું તું એમ કહી શકશે ! કે આજે તારા સમયમાં એવો એકપણ પુરૂષ છે કે જે રાજા મહારાજા હોઈ. અખુટ ધનદોલત ધરાવતો હોઇ ગર્વ અને ઘમંડને ધિક્કારી, મોટી મોટી રાજગાદીઓ તરછોડી ચાર પાંચ કે એક પણ વર્ષ વનવાસ અર્થે નીકળી પડયાં હોય ? નથી, નથી....ઓ દુષ્ટકાળ એકપણ નથી. અમે અમારા સ્વકાને સાંભળ્યું અને સ્વઆંખે વાંચ્યું કે પહેલાના જમાનામાં મોટા મોટા રાજા ધિરાજો પણ એક ધર્મ ખાતર પોતાના તનને સરોવર સમાન અગ્નિને અમૃત સમાન નિર નીરખી પોતાને હોમાવી દેતા.

રાજાધિરાજો તો શું ! તારા વખતનો એક સાધારણ ઓદ્ધેધાર પણ પોતાને એટલો બધો શકિતવાત અને મહાન સમજે છે, કે " હું મારા ઓદ્ધાના બળે એકવાર પ્રભૂને પણ હરાવી શકીશ."

તેઓ કયાં જાણે છે, કે ઇશ્વર મહા શકિતવાન છે. તેની શકિત અબળ અને અપાર છે. તથા કયે સમયે

અને કયે વખતે તેઓને પોતાનું ગર્વિષ્ઠ માથું નમાવવું પડશે. જે અય્યાશ આજે ધર્મને અંતઃકરણ પૂર્વક ધિક્કારી રહ્યો છે. જે અય્યાશ ધર્મને ભૂત સમજી નાસી રહ્યો છે. તેજ અય્યાશ ન કહી શકાય કે તેજ ધર્મને પ્રેમ ભર્યાં હૃદયે ભેટશે, ચાહશે, અને તેના ચરણોમાં પોતાનું માથું હોંશાજાનથી કુરબાન કરશે. અને એવી ખાત્રી આપનારી ફક્ત એજ વાત હતી કે તે, તે બાપનો પુત્ર હતો કે જેણે એકબે નહી પણ સાત સાત હજો (યાત્રાઓ) કરી હતી. અને તે ખુન કોઇ દીવસ પોતાની ઝળક અય્યાશની નસોમાં દેખાડશે.

પણ આ વખતે અય્યાશની વર્તણુક એવી હતી કે જો આજે તેનો બાપ જીવતો હોત તો કદી પણ હલીમા જેવી સાત પરદામાં બેસનારી ધર્મચૂસ્ત બાળીકા અય્યાશ માટે શોધવાની કોશેશો ન કરત, બલ્કે આરઝા જેવીજ કોઇ સુધરેલી વિકટોરીયા ગાર્ડનમાં છત્રી લઇ ભટકતી સન્નારી જોડે લગ્ન કરી દીધાં હોત.

પ્રત્યક્ષ રીતે હલીમા અય્યાશના ઘરમાં દુઃખી નહતી. પણ જેને સ્ત્રીનું સુખ કહે છે, અને સદ્દગુણી સ્ત્રીઓ જેને ખરૂં વૈભવ સમજે છે તેજ હલીમાને મળતું નહી. એટલે હલીમાને પોતાના પતિની મીઠી દ્રષ્ટી વિનાનું શહેનશાહી રાજસુખ પણ વનવાસી દરીદ્રી દુઃખ સમાન લાગતું. ધણીની મહોબ્બત વિના તે પોતાની જીંદગી ધૂળ સમજતી અને

કેટલીક વખત તો આપઘાત કરવાનો પણ વિચાર કરતી. પણ પાપ સમજી, પોતાનું દુઃખ પોતાનામાંજ સમાવી એક અક્ષર પણ જીભ પર ન લાવતી.

તે બિચારી આજકાલની છટકેલ સન્નારીઓ માફક ધણીને કયે રસ્તે અને કયે માર્ગે હાથપર લેવો એ જાણતી ન હતી. અને એજ કારણ હતું કે અય્યાશ આજે તે યુરોપીઅન સભ્યતાવાળી છટકેલી છલબેલીના પંજામાં સપડાઈ, તેની સાથે પુનર્લગ્ન કરવાના ઇરાદાપર આવી ગયો હતો. અને જેના અંજામમાં પોતાના એક ભલા અને નેક મીત્રને વિરૂદ્ધ જોઈ કોઇ પણ જાતની શરમ રાખ્યા વગર ઝાટકી નાખ્યો. અને બોલી ઉઠયો.

"બસ કરો, બસ કરો, મારે નથી સાંભળવું તમારૂં ભાષણ. કોઇ બીજાને આવી શિખામણો કરજો. આજ સુધી હું તમારી શિખામણોને માનતો હતો. પણ હવે મને ચોક્કસ ખબર પડી ગઇ કે, તમારા જેવા ઓલ્ડ ટાઈપના પુરૂષોજ આજે ઇસ્લામના વિનાષનું મૂળ કારણ છે. તમો લોકોએજ તમારા ધર્મના ચક્કરમાં સપડાવીને મોટા મોટા લક્ષાધિ-પતીઓને આજે બરબાદ કરી નાખ્યા છે. જો ઔરંગઝેબ (આલમગીર) જેવો ધર્માંધ સહેનશાહ દુનીયામાં પેદાજ થયો નહોત—તો, આજે હીંદુસ્થાનમાંથી મુસલમાનોનું રાજ નાશ ન પામ્યું હોત. આવા આવા કહેવાતા મોટાઓજ મુસલમાનોના વિનાશનું મૂળ કારણ છે. તમને એટલું સુઝે

છે ? કે આરઝા સાથે પરણુવાથી મારી જીંદગી કેટલે દરજ્જે સુખી થશે ? તમે દોસ્ત થઇને કેમ સાંખી શકો છો ? કે મને આજે છતી સ્ત્રિએ સાંજના બગીચાઓમાં ફરતાં અન્ય સુખી જોડાઓને જોઇ બળવું પડે છે ! શું મેં લગ્ન આ માટે કર્યાં હતાં ! કે મારી સ્ત્રી મારો હુકમ ન સાંભળે, નાચ પાર્ટી કે સહેલ સપાટામાં ઉદારપણે ભાગ ન લે ? હું આજ મહીનામા આરઝા સાથે લગ્ન કરી તમો લોકોને દાખવી આપું છું. કે સુખી જીંદગી કોનું નામ"..........

"પણ..........................."

"પણ બણ કંઇ નહી." સાલેહ કંઇ કહેવા જતો હતો, પણ હવે અય્યાશ પોતાનામાં ન હતો. દોલત અને સંપતીના નશામા તે એવો તો મસ્ત થઈ ગયો હતો કે, પોતાના એક જુના મિત્ર સાથે કેવી રીતે વાત કરવી તેનું પણ ભાન ન હતું. ઘણીજ ઉદ્ધતાઇ તથા તીરસ્કાર પૂર્વક સાલેહનું અપમાન કરી નાખ્યું "પણ બણ કંઈ નહી" તેણે કહ્યું. "હું તમને પણ કહું છું કે જો તમને મારી દોસ્તી રાખવી હોય ! અને મારા બારણા તમારા માટે ખુલ્લા મુકાવવા હોય ! તો મારા દરેક વિચારોને મળતા થવું પડશે નહી તો જાઓ છેલ્લાં સલામ. વિચાર કરીને પછી મળજો ! હમણા મારે પાર્ટીની તૈયારીઓ કરવી છે."

એટલું કહી અય્યાશ ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલતો થયો અને સાલેહ પણ એના વાકયો તરફ ધિક્કારનું હાસ્ય કરતો ઉઠી રસ્તે પડયો.

# પ્રકરણ ૨ જું.



## "લગ્ન પછી."

છ મહીના લગભગ ઉપલી બીનાને ગુજરી ગયાં કે જ્યારે અય્યાશે પોતાની પશ્ચિમની કેળવણીની સારી છાપ સાલેહના દીલ પર આપી પૂનર્લગ્નના વિચાર જણાવ્યા હતાં. તેણે જેમ કહ્યું હતું તેમ કર્યું. એટલે તેજ મહીનામાં આરઝા સાથે પરણી, આજે પોતાની જીંદગીના પૂર વૈભવના હીચકાઓમાં ઝુલી રહ્યો હતો. અને એના સ્નેહીઓમાં પણ આજે એવો એક પણ નમુનો ન હતો, કે જે અય્યાશના રાત્રી કહેલા ધોળા દીવસને પણ દીવસ કહે, બલ્કે અંધકારમયી રાત્રીજ કહી તેનું મન રાખનારા ખુશામદી બદમાશો ભરેલાં હતાં. એટલે અય્યાશને ખુશ કરવા પોતાની ધર્મ જેવી વસ્તુને પણ ન ગણકારતાં તેને અર્પણ કરી દેતાં, કારણ કે તેઓ જાણતા હતા કે, "અય્યાશને કુમાર્ગથી સુમાર્ગ પર લાવવાની તલ માત્ર પણ કોશેશ કરતાં અમારો એકથા નંબર વનની બોટલ હંમેશ માટે હવામા ઉડતી જણાશે. અને અય્યાશ અમને પોતાના ઘરને બારણે પણ ઉભા રહેવા દેશે નહી."

હવે અય્યાશનું આમ કરવાનું કારણ એ સિવાય બીજું શું હોઇ શકે ? કે, આ ચાલુ જમાનાના કેટલાક લઘુમતીવાળા હલકા ઓહ્દેદારો તથા માલદારો પોતાને એટલા બધા ઉંચા સમજે છે કે, તેમના બરાબર દુનીયામાં બીજો કોઇજ નથી. અને જેથી કરીને તેઓ પોતાને નેક અને સારી સલાહ આપનારા દોસ્તોનું પોતાનું માન નથી રાખતા સમજી બૉયકોટ કરે છે. અને હાંજી હાંજી કરી ધનરૂપી લોહી ચૂસવાવાળા મનુષ્યરૂપી ખુશામદીયા મચ્છરોને આશરો આપી પોતાનું વિનાશ પોતાનાજ હાથે ખરીદે છે. હવે આ ઉપર જણાવેલા નીચ લોકો કેટલીક વખત એટલે હદ સુધી ઉતરી પડે છે, કે ધર્મ જેવી વસ્તુમાં પણ પોતાના માલદાર દોસ્તની જરાપણ અલાગણી જોતા તેને વધારે ઉંધે માર્ગે ભમાવવાની કોશેશ કરે છે. જે નિચે દર્શાવેલા એક દાખલા પરથી વાંચક સમજી શકશે.

આજે ફરી રવીવારનો દીવસ હતો. અને અય્યાશની દર રવિવારની ટીપાર્ટીના રીવાજ મુજબ આજે પણ જાત જાતની ગોઠવણો કરવામાં આવી હતી. આખી અય્યાશ મેન્શન વિજળીક લાઇટથી જગમગાટ કરી રહી હતી. વચમાનો મોટો હૉલ ઘણુજ ઠાઠમાઠથી શણગારવામાં આવ્યો હતો. ચારે તરફ નેતરની ગોઠવેલી ઇઝીચેરોપર અય્યાશના ખુશામદીયાઓ શરાબના ગ્લાસો હાથમાં પકડી

હીહી હાહા કરતા બેઠાં હતાં. વરસ દહાડે એક પણ વખત ન હસવાવાળો પુરૂષ પણ આજે અય્યાશને હસ્તો જોઇ, ખળખળાટ હસી રહ્યો હતો. વચમાં પાથરેલી એક ઉંચી શેતરંજીપર કોઈ એક મહાન પુરૂષ જેવો દેખાતો લાંબી સફેદ દાઢીવાળો માણસ એક હાથમાં ડંડો લઇ, મુસલમાનોના કથાકારો માફક કથા કરી રહ્યો છે. કથાકાર પોતે પણ જરા જરામાં કંઇ કંઇ કહેતો અને હસી પડતો અને તેમજ આજુબાજુ દારૂના ગ્લાસો પકડી બેઠેલા પ્રેક્ષકો પણ હસી રહ્યાં હતાં. એટલામાં તેઓમાંથી એક હસ્તો હસ્તો ઉઠયો અને તે મોલ્વી જેવા દેખાતા પુરૂષ પાસે જઇ એવી તો જોરથી તેની દાઢી ખેંચી કાઢી કે તે તેના મુખપરથી ઉખડી ગઇ, હીહીહાહાનો ઘોંઘાટ મચી રહ્યો, અને તે મોલ્વીનો વેષ ધારણ કરેલો અય્યાશનો દોસ્ત પણ હસ્તો–હસ્તો પોતાની જગા પર જઇ બેઠો. અય્યાશે તેની પીઠ ઠોકી શાબાશી આપતાં કહ્યું, "વાહ દોસ્ત ખુબ મોલ્વીની નકલ કીધી. એ મુરખાઓ એવાજ ઢોંગ કરે છે." વાંચક પ્રોય સમજી તો ગયાંજ હશે કે આ નકલ કરનાર પુરૂષ અય્યાશને ખુશ કરવા ઉઠેલો તેનો એક મીત્ર હતો.

મતલબ કે આવા અનેક નીચો અહીં દર રવીવારે એકઠા થતા અને જાતજાતની નકલો કરી ધર્મને વખોડતા કોઇ કથા કહી મોલ્વીની નકલ કરતો, કોઇ ઇસ્લામ

ઇસ્લામ કરી છાટી કૂટતો, કોઇ પરદો પરદો કરી રડવા બેસતો, કોઇ કોમી દરદના ઢોંગથી પેટ પકડી પકડી એવી રીતે પૂરતો કે હસતા હસતા સર્વના પેટ દુઃખી જતા. મતલબ રવીવારની રાત્રીનો ઘણોખરો ભાગ અય્યાશ મેન્શનમાં આવીજ જાતજાતની ધર્મચેષ્ટાઓથી વ્યતીત કરવામાં આવતો. વધારામાં મીસ આરઝા કે જેણે પાંચ સાડાપાંચ મહીના થયા મીસીસ અય્યાશનું ટાઇટલ પ્રાપ્ત કરી લીધું હતું. આ મેહફીલમાં વધુ રસ લેતી અને તે રંગીલી મહેફીલમાં પોતાની શીરકતના ખુશનુમા ફુલો વીખેરતી. પોતાના નાજુક નાજુક હાથોએ ગ્લાસો ભરી અય્યાશના મીત્રોને પાતી પીતી, અને ભર મીજલસમાં અય્યાશના ખોળામાં બેસી યુરોપના શિક્ષણનું નામ કાઢતી. અય્યાશ આ વાતોથી ખુશ હતો. લગભગ દરેક પર શરાબનો પુરેપુરો અસર થઇ ચુકયો હતો છતાં રસિલી આરઝાને સંતોષ ન હતો, વધુને વધુ ભરતી, અને પાતી, (કોના બાપનું દેવાળું) અય્યાશ તેની હર અદા પર સો સો જીવથી કુરબાન થતો તેની લટકાતી ચાલ મચકાતા વાકયો, અચકાતા શબ્દો, અને લચકાતું જોબન, અય્યાશના ખુશાલી રૂપ દીવાપર બ્લુ ચીમનીનું કામ કરતાં. એટલે તેના આનંદમાં વધારા રૂપ હતાં. અલબત કેટલીક વખત અય્યાશને આવી મોજમઝાહમાં હલીમાની

ચાહ આવી જતી. મોં ઉતરી જતું તિરસ્કાર તથા નાસીપાસી તેના મોં પર પ્રસરી રહેતાં. પણ એ વાત વધારે વાર રહેવા પામતી નહી, અને પાછો હસતો બોલતો થઈ જતો. પણ આ પરથી અમારે એમ તો નજ કહેવું જોઇએ કે તે હલીમાને ન ચાહતો અંદર તો પ્રેમ હતો, પણ વાંધો એજ હતો, કે હલીમાના કર્તવ્ય તેને એક આંખ ન ગમતા. જે કામો હલીમા કરતી અથવા જે ચીજોથી હલીમા પોતાના ઘરને શણગારતી તે ચીજો તેને અગ્નીના ભડકા સમાન લાગતી.

આરઝા સાથેના લગ્ન પછી અય્યાશે હલીમાને પોતા-નાથી જુદી કરી અય્યાશ મેન્શનથી કેટલેક દુર એક પચીસ રૂપીઆના ભાડાનું મકાન લઇ રાખી હતી. તે બીચા-રીને આરઝાના લગ્ન પહેલા પ્રેમ નહી, તો દર્શન તો થતાંજ હતા. પણ હવે તો તે પ્રેમ ભીખારણને ચાર ચાર મહીનાઓ સુધી પતિ દર્શન થતાં ન હતાં. જોકે અય્યાશ તેને જરૂરતથી વધુ ખર્ચ તથા ચીજો મોકલતો પણ મીઠી દ્રષ્ટિ વીના તેને સર્વ ઝેર લાગતું.

આવી રીતે રીબાતી મુંઝાતી છતાં હંમેશ પોતાના પતીની સુધરી જવાની તથા તેને કોપથો બચાવવાની યાચનાઓ પ્રભુ પાસે કરતી જો કે અય્યાશ તેના હકમાં કાળો કેર વર્તાવી રહ્યો હતો, છતાં તે દયાની દેવી કોઇપણ વખતે પોતાના ધણીનું બુરૂં ન ચાહતી બલ્કે

દર નીમાજ બાદ તેની તંદુરસ્તીની તથા તેના સીધા માર્ગ પર લાવવાની યાચના કરતી. અને કહેતી "હે પ્રભુ તે ગમે તેવા અધર્મી તથા પાપી છે, છતાં મારા સ્વામી છે, નાથ છે, અને રક્ષક છે. અને મારા ખાતર તુ તેમના પર કૃપા દ્રષ્ટી રાખી તારા ભયંકર કોપથી બચાવજે." ટુંકમાં તે સતી કોઇપણ વખત કંટાળી પોતાના સ્વામીના હકમાં શ્રાપ ન આપતી. જો કે અય્યાશ અનેક વખત હલીમાના મોં પર કહી ચૂકયો કે, "હલીમા તુ મરી જશે ત્યારેજ હું સુખી થઇશ." પણ તે નેક કોઇ દીવસ પણ પીઠ પાછળ શુધ્ધાં બુરૂં ન બોલતી.

એ સિવાય એમ પણ ન હતું. કે હલીમાએ પોતાના પતિને ખુશ કરવાની લેશ માત્ર પણ પરવા કીધી નહીં. નહી બલ્કે તે બીચારીએ ઘણુંએ કર્યું જેટલું તેનાથી બન્યુ તેટલું કીધું. પણ અફસોસ કે તેનું પત્થર પર પાણી, ને તડકામાં દીવા જેવું પરીણામ આવ્યું. સાડી તેણે પહેરી આડી માંગ (સેંથો) તેણે પાડી, પાઉડર લગાવી, હેઝલીન વાપર્યું મીસ્સી છોડી, મેંદી છોડી, અને અહીં સુધી કે દર ગુરૂવારનો રોજો પણ છોડી દીધો. પણ દીલ્હો દુરજ દેખાઇ અને અય્યાશ ખુશ થવાનો ન હતો તે નજ થયો. તો પણ તે પ્રભુ અને પતિનો સરખો ઉપકાર માનતી.

પોતાની પહેલી બેગમને તે ચાર ચાર મહીના સુધી

મળવા ન જતો એનું કારણ એજ કે એના ઘરની દરેક ચીજોને એ ધિક્કારતો, આરઝા અને હલીમા વચ્ચે આકાશ પાતાળનો ફરક એને માલમ પડતો, કારણ ત્યાં એક ખુબસુરતમાં ખુબસુરત ગીલાફ નીચે ભારેમાં ભારે હાર્મોનિયમ, તો અહીં ઉમદામાં ઉમદા દફતરમાં મોટામાં મોટું કુરાને શરીફ (કુરાનનું પુસ્તક) ત્યાં સોનાની બંગડીઓ હાથમાં, તો અહીં લીલી *ચુડીઓ કાંડામાં, ત્યાં મોતીની નેકલેસ ગળામાં, તો અહીં સુખડની માળા ડોકમાં, ત્યાં દીવસમાં ત્રણ ચાર વખત ખાવું, તો અહીં દર ગુરૂવારનો રોજો, ત્યાં ખેરાત હરામ અને દાન પાપ, તો અહીં દર ખાણામાં મસીદના મુલ્લા અને, યતીમ (બાળાશ્રમના) બાળકોનો ભાગ, મતલબકે તે આકાશ તો એ પાતાળ તે દીવસ તો એ રાત્રી અને તે ધોળી તો એ કાળી અય્યાશને લાગતી.

*મુસલમાનોમાં પરણ્યા પછી ખાસ કરીને લીલી કાંચની ચુડીઓ પહેરવાનો રોવાજ છે.



# પ્રકરણ ૩ જું.

## "એક દીવસ."



એપ્રીલ માસ અને ઉપરથી ચારે તરફથી નીકળતી ગરમી દરેક સૃષ્ટીવાસીઓને એવી તો હંફાવી રહી હતી, કે પૂછવાની વાત નહીં. પંખીઓ પોતપોતાના માળામાં બેસી દયામણી આંખે ચારે તરફથી નીકળતી ગરમીને જોઇ રહ્યાં છે. પશુઓ કેટલાક ઝાડોની છાંયમાં બેસી ઠંડકની વાર જોઇ રહ્યાં છે. ઝાડપાન ફૂળફુલ વિગેરે પર જેવી રીતે ઘોર શાંતતા જંગલમાં છવાઇ રહી છે. તેવીજ રીતે શહેરમાં પણ મોટા મોટા રસ્તાઓ શાંત અને ગંભીર, વેપાર રોજગારો મંદ, ગરીબો પેટ ખાતર નીકળતા પરસેવાઓના રેલા વહેતા ફરી રહ્યાં છે. બિચારાઓનું કોણ દયા ખાનાર હતું ! માલદારો તો મોટા મોટા પંખાઓ નીચે આરામથી બેસી હવા ખાઈ રહ્યાં છે. બારણાઓ પર મુસખકે ખસની ચીકો લટકાવી તેની પર પાણી છંટાવી તેમાંથી આવતી ઠંડી લહેરોના લ્હાવા લઇ રહ્યાં છે.

જ્યારે તાપ આવી રીતે ચારે તરફ ત્રાહ ત્રાહ પોકરાવી રહ્યો હતો, ત્યારે મી. મલેરીયા. કે જેઓને હમણાંજ પુરસદ મળી હતી, પોતાનો કબજો જમાવવા મચ્છરો દ્વારા

આખા શહેર પર તુટી પડયા. એટલે મલેરીઆનો ભયંકર તાવ આખા શહેરમાં પ્રસરી ચૂકયો હતો.

જેમાં બીચારી હલીમા પણ સપડાઇ ગઇ. લગભગ પાંચ દીવસ સુધી તો એ બિચારીને બીછાનું છોડવું ભારે થઇ પડયું. આજે છટ્ઠો દીવસ હતો કે સ્હેજ આરામ માલમ પડતાં જરા બીછાનામા ઉઠી બેઠી, હાલત ઘણી ખરાબ હતી. પાંચ દિવસના ચાલુ તાવે એટલી તો નિર્બળ બનાવી દીધી હતી, કે જમીનપર પગ મૂકવો મુશ્કેલ હતો. ચાક-રડીએ આવીને જણાવ્યું કે "શેઠ પધાર્યા છે." હવે તેને શું જોઇતું હતું? એકદમ ગોદડું ફેંકી ઉઠવા જતી હતી કે, અય્યાશ પોતેજ બારણું ખોલી એમ કહેતો ઘૂસી આવ્યો કે, "હં....હં....આવકારની કંઇ જરૂર નથી, હું પોતેજ આવું છું" પાસે આવીને, "આ શું થયું! આટલી બધી તબીયત કેમ બગડી? જરા મને ખબર તો આપવી હતી?"

પતિના દર્શન વિના તલસતી, પાંચ પાંચ મહીનાના વિયોગથી તડપતી હલીમા, પતીના એક સાધારણ અવાજ સાંભળવા આતુર રહેલી હલીમા, આ મીઠા અને લાગણી ભર્યાં વાકયો સાંભળી ઉશ્કેરાઇ ગઇ. પ્રેમના જોશે એને એવી તો દાબી દીધી કે તે કંઇજ બોલી શકી નહી. આંખો બંધ કરી લીધી. ધીમેથી નીર્બળ હાથ ઉંચકયા

પતિના હાથને પોતાના હાથમાં લઈ છાતી પર મૂકી. મોં પાસે ખેંચી એક પ્રેમ ભર્યું ચુંબન આપતાં દયામણે કંઠે બોલી. "કંઇ નહી વ્હાલા સાધારણ તાવ હતો, તે પણ ચાલ્યો ગયો."

આટલું બોલી ધીમેથી આંખો ખોલી અય્યાશ તરફ જુએ છે, તો તેની આંખોમાં પાણી ભરાઇ આવેલું દેખાયું. પાછી આંખો બંધ કરી લીધી છાતી ભરાઇ આવી, અવાજ ગુંગળાઇ ગયો, ગદગદતા કંઠે બોલી.

"શું ! ઓ ખુદા હું આ શું જોઇ રહી છું ? શું મારા સ્વામી, મારા નાથ, મુજ હતભાગી માટે રડે છે ? ? શું હજુ તેમના હૃદયમાં મારા માટે પ્રેમ છે. ? ? !

"હા છે. કેમ નથી ?" અય્યાશે કહ્યું "જરૂર છે હલીમા, હું તને મારા ખરા અંતઃકરણથી ચાહું છું. અને જો નારાજ છું, તો ફક્ત એટલાજ માટે કે તુ મારી મરજી પ્રમાણે ચાલતી નથી." છેલ્લાં વાકયોએ હલીમાના દીલપર તીર માર્યું. કંઇ કહેવા જતી હતી પણ અય્યાશે તેને વધારે દુઃખ ન પહોંચે એ ઇરાદાથી રોકતા કહ્યું, "હવે એ વાત જવા દે. તાવે ક્યારથી હુમલો કીધો ?"

"આજે લગભગ છ દીવસ થશે."

"એમ કે ? ત્યારે મને ડૉકટરને મોકલવા દે. હું હમણા ડૉકટરને મોકલી આપું છું. કોઇ વાતની ફીકર ન કર."

એટલું કહી અય્યાશ ઉઠી બારણા સુધી પણ ન ગયો હશે કે હલીમા એકદમ તેની પાછળ દોડી. પતિના પ્રેમ ભર્યા છેલ્લા વાકયોએ એને એવી તો બેચેન કરી નાખી કે તેનાથી ન રહેવાયું બારણામાં જઇ અય્યાશને પકડી લીધી. અય્યાશ ગભરાઈ ગયો, હલીમા હાંફી રહી હતી. થોડીવાર પછી જે હાથ હલીમાના હાથમાં હતો. તેને ઉંચકી પોતાને માથે મુકતા કહેવા લાગી. “ નાથ મને તાવની કે મોતની બીલકુલ બીક નથી. ફકત નારાજી છે તો એજ વાતની કે હું તમને ખુશ કરી શકી નહી.”

હવે અય્યાશથી ન ખમાયું. હલીમાની પતિભકિત જોઇ તેનું અંતર અતિશય પીગળી ગયું. છતાં તેને દબાવતાં ગંભીર સ્વરે તે બોલ્યો. “ થઇ શકું છું.–હું જરૂર તારાથી ખુશ થઇ શકું છું.–તું તારા હાથેજ તારૂં સત્યાનાશ વાળી રહી છે. તું તારા સ્વહાથેજ તારૂં બુરૂં કરી રહી છે, ધર્મના ચક્કરે તને બરબાદ કરી નાખ્યો. તું તારૂં એકલાનુંજ નહી બલ્કે સાથે સાથે મારૂં પણ નખ્ખોદ વાળી રહી છે. અને આ બીમારીની પણ જવાબદાર તું પોતેજ છે. આ રાત દીવસ નમાજમાં માથું પટકવા બદલ તથા તસબીહ ( માળા ) ના દાણા ફેરવવા બદલ જો મારી સાથે રોજ સાંજે બગીચાઓમાં આવત અને તાજી હવા ખાત, તો કદી, કદી પણ આ કમબખત તાવના પંજામાં ન સપડાત.

તારી મુખાઈ એટલે હદ સુધી વધી રહી છે કે, ખાવા પીવામાં પણ કાઈ ચીજ એવી તારા ઉપયોગમાં આવતી નથી કે જેથી કાંઈપણ હેલ્થ સુધરે હું હજુ પણ તારા માટે સર્વ કરવા તૈયાર છું. તને દરેક રીતે મદદ કરવા આતુર છું. પણ ક્યારે? કે જ્યારે તુ પરદાને આગ લગાડે સવાબ અઝાબ (પાપ પુણ્ય)ના મસલાને બાજુએ મુકે અને મારી દરેક મરજીને આધિન થવા કબુલ થાય તો!— હું તને પહેલાં પણ કહી ચૂકયો, અને હમણા પણ કહું છું, કે, જો તારાજ ખુદા અને તારાજ પેગમ્બરના ફેસલા મુજબ પતિ નીમખુદા (દીર્ઘ પ્રભુ) છે. તો પછી શી અડ-ચણ છે કે તું મારી મરજી પર ચાલવાને ઇન્કાર કરે છે. હું તને છૂટ રજા આપું છું કે, જો મારી મરજી માફક વર્તવામાં તારા ધર્મ વિરૂધ્ધ કોઇ પણ કાર્ય હોય અને જો તે ખરેખર પાપજ હોય, તો તેનો ભાર તુ મારા માથે મુક. હું તારા પ્રભુને જવાબ આપીશ."

તાવ ચઢી રહ્યો હતો, જાતજાતના વિચારો હલીમાના મગજમાં આવ અને જા કરી રહ્યા હતા, અનેક જાતીના વિચારોથી તેનું ભેજું ચકરાઇ રહ્યું હતું. પોતાના પતિની મરજીને આધિન થવામાં તેને કેટકેટલી જાતના સાહસો ખેડવાં પડશે વીગેરે વિચારોથી તે કંપી રહી હતી. "પડદો છોડવો પડશે શરાબ પીવો પડશે, વાજાં વગાડવાં પડશે,

નાચ કરવું પડશે, અને સર્વેથી વધુ એ કે દુનીયાનું મહાન કાર્ય ધર્મક્રીયા માટે બીલકુલ ફુરસદ મળશે નહીં." જેથી કોઇ એક પણ વાત તેનું મન કબુલ કરતું ન હતું. અને કબુલ કરવા તૈયાર થતી, તો કોઇ શક્તિ તેને અંદર કે અંદરથી કહેતી કે "એજ અય્યાશ સુધરશે ધીરજ રાખ ધીરજના ફળ મીઠાં હોય છે." જેથી તે રોકાઇ જતી. આ બધાં વિચારો એટલી ઝડપથી તેના મગજમાં આવી નીકળી ગયાં કે જેને અય્યાશ પણ સમજી શકયો નહીં, કે હલીમા મારી મરજીને આધીન થવા માટે વિચાર ચલાવી રહી છે. હલીમા એકદમ જલ્દીથી બોલી ઉઠી કે "વ્હાલા હું તો ઘણુંએ કરી રહી છું. દરેક ધાર્મીક પહેરવાસો તો મેં છોડયાં અને અહીં સુધી કે દર ગુરૂવારનો રોજો પણ મેં છોડી દીધો.........."

હવે હલીમા આગળ બોલી શકી નહી, તેની જીભ એકદમ ખેંચાઇ ગઇ, કારણ કે "દર ગુરૂવારનો રોજો તો મેં છોડયો" આ વાકય ઉચ્ચારતાં તેના હૃદય પર એક જાતનો ઘા વાગ્યો અને કહેવા લાગ્યું કે "એક મુસલમાન ધર્મના હુકમને તોડે અને ફરી તેને નફટાઇથી લોકોને કહે એ ઘણુંજ શરમ ભરેલું કહેવાય."

ધર્મ શત્રુ અય્યાશને જો કે હલીમાના વાકયો જોઇએ તેટલા સંતોષિ શકયાં નહી છતાં એટલું તો જરૂર થયું કે

પોતાની પત્નિને માથે હાથ ફેરવી એક મીઠી નજર નાખી એમ કહી ચાલતો થયો કે "વારૂ હમણા તો આરામ કર."

હલીમાનું હૃદય આનંદથી ઉછાળા મારી રહ્યું હતું. પોતાના લગ્ન પછીનો આ પહેલોજ દીવસ હતો કે તેના પતિએ તેનાથી મીઠી વાતો કરી અથડાતી પછડાતી બીછાનામાં આવી પડી.

---

# પ્રકરણ ૪ થું.

## "વરસ ગાંઠ."




અયાશાની સાલગીરેહનો દીવસ ઘણીજ ધુમધામથી ઉજવવામાં આવતો. હીંદુ મુસલમાન પારસી અંગ્રેજ સીવાય, અનેક વર્ગના લોકો તેના ઉત્સવમાં ભાગ લેતા. જેથી અય્યાશ મેન્શનનો વચલો હૉલ ઘણીજ સુંદરતાથી શણગારવામાં આવ્યો હતો. ઘણીજ ખુબસુરતીથી મોટા મોટા ટેબલોની આસપાસ સુંદર સુંદર ખુરસીઓ ગોઠવવામાં આવી હતી. વીજળીક દીવાઓ તો દ્રાક્ષ માફક મોટા મોટા જથાઓમાં લટકાવવામાં આવ્યા હતા. રાતના ભોજનમાં દુનીયાની ઉત્તમમાં ઉત્તમ ચીજો તથા ભારેમાં ભારે શરાબ વપરાય એવો પ્રયત્ન થઇ રહ્યો હતો. શિયાળાનો મોસમ હોવાને લીધે પરોણાઓ સાંજથી આવવા શરૂ થઈ ગયા હતા. નોકર ચાકરો ઉતાવળે પગલે આમ તેમ દોડી વધારે તોફાન મચાવી રહ્યા હતા. એક તરફ આરઝા ઘણાંજ માન પૂર્વક પોતાના પરોણાઓનો આવકાર કરી રહી હતી. અને અય્યાશ પણ એજ હાલતમાં હતો. કે એકાએક તેને હલીમાની યાદ આવી.

અમારે એમ કહી તેને વખોડવું ન જોઇએ, કે તેણે પોતાના પરોણાઓના આવકાર માટે હલીમાની યાદ કરી નહી બલ્કે પોતાના એક શુભ પ્રસંગ વખતે તેને પણ બોલાવવી જોઇએ એ વિચારથી ઉઠયો માથે હેટ ધરી હલીમાને ત્યાં પહોંચી જઇ કહ્યું:—

"આજે મારી વરસગાંઠનો દીવસ છે. તમામ મિત્ર મંડળો એકઠાં થયાં છે. આરઝાં ઘણાજ ઉદાર હૃદયે પરોણાઓની આગ્તા સ્વાગતા કરી રહી છે. માટે આશા રાખું છું કે તુ આમાનુ કંઇ નહીં. તો એટલું જરૂર કરશે, કે ખાલી મારૂં આમંત્રણ સ્વીકારી, કોઇ પર નહી તો મારા પર એટલું સાબીત કરી આપશે કે તુ મને કેટલે દરજ્જે ચાહે છે. હું ફરી તને કહું છું કે મારા જલસાના આહારવિહારમાં કોઇપણ ચીજ ધર્મથી વિરૂધ્ધ તો જણાય તો તેના પાપનો ભાર મારા માથે મુકજે."

હવે હલીમા સમક્ષ બે. વાતો હતી. એક તો એ કે પોતાના પતિની મરજીને તાબે થવું. અને બીજી એ કે ખાનપાનમાં પુરેપૂરૂં ભાગ લેવું પડશે. પહેલી વાતથી તેનું હૃદય આનંદથી ઉછળી પડયું. પણ જ્યારે બીજી વાત એટલે ખાનપાનનો વિચાર આવ્યો, તો તેનું લક્ષ તરતજ શરાબ તરફ ખેંચાયું. રોમાંચ ખડાં થઇ ગયાં. પણ હાય તે માલીકની ફકત એક મીઠી નજરની તરસી મૃગલી

બીજું શું કરી શકે! લાચારીથી કહી દીધું કે "હું આવીશ." અય્યાશ પણ ખુશ થઇ ગયો અને એમ કહી ચાલતો થયો કેઃ—

"તું કપડાં પહેરી જલદી આવ! પણ ધ્યાન રાખજે પેલું તારૂં ઝભ્ભા જેવું પેરણ અને ઢીલાં પાંયચાની ઈજાર પહેરી ન આવતી કોઇ ઉમદા સાડી પહેરજે!"

હલીમા બિચારીને તેજ બેત્રણ વાતો યાદ હતી. પાઉડર હૅઝલીન સેંટ વીગેરેથી પરવારી નીકળી પડી. પણ જ્યારે દરવાજામાં પહોંચી તો હીંમત ન ચાલી કે આગળ વધે કારણ કે, પરાયા પુરૂષોના હીહી હાહાના અવાજે તેને અધમુઇ કરી નાખી. પગો જમીન સાથે ચોંટી ગયા. સોલાજ સાંકળ રૂપ તેના પગોમાં જકડાઈ ગઇ. દરવાજાની બીલકુળ સામે આવી ગએલી હોવાથી પાછી પણ જઇ શકતી ન હતી. આરઝાએ તેને જોઇ લીધી. ધીક્કાર તથા મજાક દર્શાવતા ખુરસીમાંથી ઉઠી, અય્યાશ પ્રત્યે અપમાનીક વાક્યમાં બોલી. "લો બેગમ્ સાહેબ પધાર્યા." અય્યાશ પણ ઉઠયો બન્ને હસતા હસતા આવકાર માટે બારણા સુધી ગયા. પણ આરઝાએ તેના આવકારમાં એવા એવા તો અપમાન ભર્યાં વાકયો સંભળાવ્યા કે જે દર્શાવ્યા કરતાં ધારી લેવાંજ યોગ્ય ગણાશે.

જો કે અમે અય્યાશની દાનતને શુધ્ધ જણાવી તેના અર્થ એ નહી કે અમે આરઝાની દાનતને પણ શુધ્ધ

કહીશું. એક તો હલીમા શોક અને બીજું દેશી ટાઈપની પહેલી વિવાહીતા, એટલે જે જે તેના મનમાં આવ્યું તે તે હલીમાને કહ્યું.

સંકોચાતી ખેંચાતી અચકાતી શરમાતી ગરીબ હલીમા ખુરસીમાં ઢગલા જેવી આવી બેઠી. તેને જોતાંજ આખી મીજલસના લોકો જયારે કોલેજમાં પ્રોફેસર આવે છે ત્યારે વિદ્યાર્થીઓ કેવા શાંત થઇ જાય છે. તેમ હલીમાના આવવાથી શાંત થઇ ગયાં. ભયંકર શાંતી પ્રસરી રહી, દરેકે દરેક હલીમા તરફ એકકી ટશે જોવા લાગ્યા. તે લોકોના આ પ્રમાણે ઘુરવાથી હલીમા ઓરમી જમીનમાં ધસી રહી હતી તેના હોંશ ઠેકાણે ન હતાં.

પણ આ શાંતી વધારે વાર રહેવા ન પામી જયારે તેઓને એમ માલમ પડયું કે "આવનાર મિ મી. અય્યાશના પહેલાં બેગમ છે" તો ખળખળાટ હસી પડયાં કારણ એ લોક પણ અય્યાશ માફક પ્રભુ સ્વર્ગ કે દરેક પરોક્ષ ચીજોને નાસ્તિક માની પોતાની જીંદગીનું ખરૂં સુખ મોજમજાહમાં છે. એમ માનનારા હતા. થોડીવાર પછી અય્યાશ ઉઠયો, ટેબલપર મૂકેલી બોટલોમાંથી લેડીઝ વાઇનની એક બોટલ ગલાસમાં ખાલી કરી હલીમા સમક્ષ મૂકતા જણાવ્યું.

"ચાલો હવે શરમ છોડી દો. અને કોઇપણ જાતની ચિંતા કર્યા વિના આ શરાબનો ગલાસ ચઢાવી જાઓ!

સઘળા જમવા માટે વાટ જોઇ રહ્યાં છે. હું ફરી કહું છું કે "પાપનો ભાર મારા માથે" હલીમાની હાલત! ખલાસ થયું, આ સાંભળતાંજ તેણી એવી તો કાયર થઇ ગઇ કે અમારી કલમ તેનો સંપૂર્ણ ચિતાર રજુ કરતાં ધ્રુજી ઉઠે છે. શરાબના ઉપયોગ કરતાં પહેલાંજ તેની અસર તેના મગજમાં પહોંચી ગઈ અને વગર પીધે તેની હાલત એવી થઇ ગઈ કે, આંખોમાં ઘેન આવવા લાગી અને આખી મહેફીલ ડોલતી દેખાવા લાગી. માથું ભમવા લાગ્યું. હોઠો સુકાવા માંડ્યા, નસોમાં લોહી ઠરી જવા લાગ્યું. તે મનમાં ને મનમાં મોતની, જમીન ફાટી જવાની અને તેમાં પોતે ગરક થઇ જવાની યાચનાઓ કરવા લાગી. મતલબ કે તેની આ વખતની સ્થિતિ એવી હતી કે જેના સવિસ્તર બયાન માટે અમારી પાસે શબ્દો નથી. તે બિચારી પતિ આજ્ઞા આગળ લાચાર હતી. આખું શરીર ભય અને બીકથી ધ્રુજી રહ્યું હતું. અને તેક એવી સખત ટાઢમાં કે જ્યારે ચારે તરફ ગરમી માટે સગડીઓનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. ત્યારે હલીમાના કપાળ પર પરસેવાના બીંદુઓ નજરે પડતાં. અચ્યારો તેજ વાક્યો ફરી એકવાર ઉચ્ચાર્યાં.

આ વખતે ગ્લાસ હલીમાના હાથમાં હતો અને થોડીજ વાર હતી કે તે અપવિત્ર શરાબના બે ત્રણ ઘુંટડાઓ તેના ગળામાં ઉતરી પડત, પણ તરતજ તે આરસી સમાન નિર્મળ

હૃદય પોતા પર કોઇપણ જાતના ધખ્ખા આવે તે પહેલાં બુમ પાડી ઉઠયું કે, "હલીમા આના કરતાં મોત વધારે સારૂં છે." હાથ ધ્રુજી ઉઠયો. અને ગ્લાસ ટેબલ પર મૂકાઇ ગયો. ફરી અય્યાશે બૂમ પાડી પુનઃ તેજ વાકયો પલટાવ્યાં. આ વખતે એટલું વધારે ઉમેર્યું કે, "જો તુ મારૂં અને આ સર્વ સદગૃહસ્થોનું અપમાનજ કરવા માંગતી હોય તો હવે પછી મારૂં મુખ સરખુંયે જોવાની આશા ન રાખીશ." હલીમાની હાલત કંગાળ થઇ ગઇ, પાંજરાંમાં પુરાએલાં પક્ષી કરતાં પણ તેની સ્થિતિ બુરી થઇ ગઇ. ગલાસ હાથમાં લીધું........અને પૂનઃ પાછું મુકી દીધું. ફરી અય્યાશના તેજ વાકયો તેના કાન સાથે અથડાયા. અને હવે.......... તે ગલાસ હલીમાના હોઠો સાથે અડકી રહ્યો હતો.

થોડીજ વાર હતી કે તે અપવિત્ર ગલાસ ઇમાનના સુગંધીત પુષ્પોને કરમાવી હંમેશ માટે નર્કાધિન કરી દેત. પણ તરતજ હૃદયે પાસું બદલ્યું, એક ભયંકર કંપારી સાથે ગ્લાસ જમીન પર જઇ પડયો, અને હલીમા એક લાહોલની (ધિક્કારની) ચીસ પાડી, અય્યાશ પકડવા આવ્યા છતાં કોણ જાણે કઇ શક્તિ તેનામાં પ્રવેશી ગઇ હતી કે ધકકો મારી બારણા બહાર નીકળી ગઇ. લોકો ઉઠયા. પણ અય્યાશે બૂમ પાડી ગુસ્સામાં કહ્યું "જવા દો! જવા દો! ભલે ગઇ તો!!!"

# પ્રકરણ ૫ મું.



## "શોકની આગ."

લગભગ બાર વાગ્યા સુધી ધમધોકાર મોજ શોખ ઉડતો રહી, ત્યાર પછી પરોણાઓ ઘટવા લાગ્યા, અને છેવટે અય્યાશ મેન્શન બીલકુલ ખાલી થઇ ગયો અને આરઝા ગુડનાઇટ કરી સુવા ચાલતી થઇ. હવે અય્યાશને હલીમા માટે ફીકરો થવા લાગી તે મનમાં ને મનમાં કદી હલીમા પર ગુસ્સે થતો તો કદી. દયાથી પીગળી જતો. તે મનમા ને મનમાંજ બડબડવા લાગ્યો. "ગમે તેવી છે તો પણ પતિવૃતા છે, લાજવાળી છે અને ગરીબ છે. જો કે મેં તેને છેલ્લી વખતે અહીં સુધી પણ કહી દીધું હતું કે, "મારૂં મુખ સરખુંયે ન જોઇ શકીશ." તો પણ તે મઝલુમ છે, પતિ વગર કોણ એની ખબર લેશે ? એક તો તે આ ધર્મના ચક્કરમાં ફસાઇ એવી તો બરબાદ થઇ ગઇ છે કે ન તો કોઇ સાથે દોસ્તી કરે છે, ને ન તો કોઈ આડોશી પાડોશીને ત્યાં જઈ પોતાનું મન ખુશ કરે છે. અને જ્યારે હું પણ એને છોડી દઇશ તો પછી એની શી હાલત થશે ? લાવ, જરા ધમકાવી બીવડાવીને સમજાવી લઉં." અય્યાશનું હ્રદય કોણ જાણે

કેવા પ્રકારનું હતું કે, તે હલીમાને ધીક્કારતો પણ ન હતો અને ચાહતો પણ ન હતો. તેને ન તો સંઘરતો કે ન તો હમેશ માટે તજી દેતો. એ આવા વિચીત્ર વિચારવાળો છેવટે ચેન ન પડતાં માથે હેટ ધરી મોટરમાં બેસી હલીમાને ત્યાં પહોંચી ગયો. પણ જ્યારે નોકરોને પુછતાં એની ભારે અજાયબી વચ્ચે એમ માલમ પડયું કે "આપને ત્યાં ગયાં ત્યારથી પાછા ફર્યાંજ નથી." આ સાંભળી એના હોશ ઉડી ગયા. જાત જાતના તર્કવિતર્કો રૂપી આકાશમાં પાંખ વગરનાં પક્ષી પેઠે ગોથાં ખાવા લાગ્યો. ઘેર જઇ ફરી એક વખત હલીમાને ત્યાં ચક્કર લગાવી આવ્યો. પણ તેનો પત્તો ન લાગ્યો. હવે તેને ચિંતા થઇ કે "મેં તેને ફરી મળવાનું ના કહ્યું હતું" તો કદાચ આપઘાત તો ન કર્યો હોય !

*  *  *  *

એ બીછાનામાં જઇ પડયો, પણ હવે નિંદ્રા કેવી ? વિચારોથી ભેજુ ચકચુર થઇ રહ્યું હતું આખી રાત પાસાં બદલતાં કાઢી, અને સવાર પોતાનો ડંકો વગાડતી નીકળી આવી. કંઈ વિચાર આવતાં દાતણ પાણી કર્યા વગરજ હલીમાની કાકીને ત્યાં પહોંચી ગયો અને પુછયું: "હલીમા અહીં આવી છે."

"ના બા, નહિં ?" કાકીએ આશ્ચર્ય પામતાં કહ્યું. "નારે બા ? મારે ત્યાં નથી આવી ! કયાં ગઇ, ઘેર નથી ? ?

એટલું કહી અચ્ચાશને કાકી પર વહેમ પડતાં ઘરમાં આમતેમ આંટા મારી હલીમાને જોવા લાગ્યો કે "પણ તે ત્યાં હોય તો મળે ને!" થોડી વાર જોયા પછી કાકી સાથે બે ચાર વાતો કરી નીકળી પડયો.

ઘેર આવી જુએ છે, તો પોતાના ડ્રોઇંગ રૂમમાં કોઈ સ્ત્રી બારણા તરફ પીઠ કરી બેઠેલી જણાઈ. હલીમા ધારી જીવમાં જીવ આવ્યો. આટલી સંવારમાં તેના મકાનમાં આવીને બેસનાર હલીમા સિવાય બીજું કોણ હોઈ શકે? એકદમ ખુશીમાં ઉભરાઈ ગયો, અને વિચારમાંજ હતો કે તેની તરફ દોડી જાય. પણ તરતજ સ્વમાન જાળવવાનો વિચાર આવતાં ઉપજેલા આનંદને દાબી બનાવટી ગુસ્સો મોં પર લાવી હલીમાને ધમકાવવા ગયો. ખુરસી પાસે જઈ એકદમ ગુસ્સામાં કહેવા લાગ્યો "તને જરા ભાન.........." "ભાન" સુધીજ કહીને અટકી ગયો, બલ્કે ઠરી ગયો, મોંનો રંગ ઉતરી ગયો. અને ખુરસીમાંથી એક કોમળ તથા મધુર લાડથી ભરપુર અવાજ નીકળ્યો. ડીયર કયાં ગયા હતા? આજે આટલી સવારમાં શું પડી! રોજ તો નવ વાગ્યા પહેલાં કોઈ દીવસ ઉઠતા ન હતા?" શું કહે બીચારો આરઝાનું મોં જોઈ ફીક્કોજ પડી ગયો. જેમતેમ કરી બોલ્યો "હું....પણ ....તું આટલી સવારમાં કેમ અહીં બેઠી?"

"તમારી મોટરનો અવાજ સાંભળી!" કયાં ગયા હતા?

" અરે પેલી રાતની ગઇ ત્યારથી ક્યાંક ગૂમ થઈ ગઇ છે."
" કોણ ! કયાં ગૂમ થઇ ગઇ ?" અને કોણ રાતની ગઇ ?
આ તમને શું ધૂન લાગી છે.?

આરઝાને ખબર તો મળીજ ગઈ હતી કે અય્યાશ હલીમા માટે પરેશાન થઇ રહ્યો હતો. છતાં પણ જાણી જોઇને તેનો પ્રેમ તેના દીલમાંથી કાઢી નાખવા યત્ન કરતાં કહ્યું. અમે પહેલાં પણ કહી ચૂકયા કે " અય્યાશ ફકત હલીમાના ધર્માંધપણાનેજ ધિક્કારતો " નહી તો હલીમા આરઝા કરતાં વધારે સ્વરૂપવાન તથા ખુબસુરત હતી.

હવે એ પણ ખુલ્લુંજ છે કે જ્યારે ધર્મ મનુષ્યમાં પ્રવેશ કરવા માંડે છે. ત્યારે તેની દરેક પ્રત્યક્ષ અને જાહેર ખુબીઓ નાશ પામવા માંડે છે. તેની દરેક જાહેર સુંદરતા બેડાળ અને કદરૂપી થવા માંડે છે. પણ પરોક્ષ અથવા છુપી ખુબીઓ એટલી બધી તો વધવા માંડે છે, કે મનુષ્ય જ્યારે તેને પોતાની સુક્ષ્મ દ્રષ્ટીથી અથવા અનુભવ રૂપી આંખોથી નીહાળે છે ત્યારેજ આફરીન આફરીન પોકારી ઉઠે છે. હલીમાની ખુબસુરતી તેના ધર્માનુસાર વસ્ત્રો નીચે ઢંકાઇ ગઇ હતી. અને તેની જાહેર ખુબીઓ ધર્મનિતિના રીતરીવાજો નીચે દબાઇ ગઇ હતી.

હવે આ પણ સ્વભાવિકજ છે કે, મનુષ્ય વધુ કરીને ઉપરથી દેખાતી ખુબસુરતી પર એટલો મોહીત થાય છે

કે પોતાનું સર્વસ્વ પણ એકવાર તેના ચરણોમાં અર્પણ કરવા ચુકતો નથી. પણ એ નથી સમજતો કે સુંદર દેખાતી ચીજોમાંજ હંમેશાં ધોકો હોય છે. ગુલાબમાંજ કાંટા હોય છે. અને રમણીય દેખાતા ડુંગરોજ ગીચ ઝાડી–વાળા અરણ્યમાં નીકળે છે. તેની કુબુદ્ધિ એટલી બધી વધી જાય છે કે બેડોળ દેખાતી ચીજોને વિચાર્યા વગરજ ધિક્કારી છે. કે, "હીરા હંમેશ પથરાઓમાંજ પાકે છે. સુગંધ કદુપા ચંપામાંજ હોય છે, જો કે તે ખુબસુરત હોતુ નથી." હંમેશ જાહેરમાં ન ગમતી ચીજોજ ખુબીઓવાળી હોય છે. અને તે ખુબીઓને પ્રકાશમાં લાવવા માટે મનુષ્યને પાર વિનાની મહેનત કરવી પડે છે.

હલીમાના ધિક્કાર ઉપજાવનારાં કપડાં નીચે તે ખુબસુરતી ઢંકાઇ રહી હતી કે જેને જોવા અચ્યાશ પાસે આંખો ન હતી. અને એજ કારણ હતું કે તે, તે આરઝા પર હજાર જીવથી ફીદા હતો, કે જેના દીલ પર હજારો ધબ્બાઓ હતા. જેની ખુબસુરતીમાં બલાનો સમાવેશ હતો. તે જાણતો ન હતો કે આરઝા કયા પ્રકારની સ્ત્રી હતી. જો કે તે ઉંચા કુળમાં જન્મેલી હતી. પણ તેનામાં અને તેના અભ્યાસમાં ધર્મનો ભાગ ન હોવાના કારણે તે વંઠેલ થઇ ચુકી હતી. તેના શિક્ષણમાં દુનીયા સિવાય બીજી કોઇપણ વસ્તુ મેળવાયલી ન હતી. તે પહેલાંથીજ હલીમાને ધિક્કારની નજરે

જોતી અને જ્યારે અય્યાશને તેની પાછળ એવી રીતે દીવાનો થએલો જોયો તો તેની ઈર્ષા અને અદેખાઈની પાર રહી નહી. તે અદેખાઈના સમુદ્રમાં ગોથાં ખાવા લાગી હલીમાની પવિત્રતા પર કેવી રીતે હુમલા કરવા વિગેરેના વિચારોમાં ચકરાવા લાગી અને જ્યારે અય્યાશ આવ્યો ત્યારે ઉપલા સવાલનો જવાબ આપતાં તેણે આ પ્રમાણે શરૂઆત કરી.

"હુંમ..........આપઘાત કર્યો હશે ?" આપઘાત કરવું કંઈ ખેલ નથી. અને તે સિવાય પણ આપઘાત તે સ્ત્રી કરે કે જેને પોતાના પતિના માન કે અપમાન સમજવાની પણ શકિત ન હોય ! પાપનો વિચાર કરી જે સ્ત્રી પોતાના સ્વામીના હુકમનો અનાદર કરે, તે સ્ત્રી શું આપઘાતનું પાપ કેટલું હોય છે તે પણ ન સમજતી હોય ? શરાબ પીવો એતો એક નાનો સરખો પાપ હતો, પણ આપઘાત કરવો એ મોટામાં મોટું પાપ કહેવાય. અને હલીમા તે સારી રીતે જાણે છે. જે સ્ત્રિ વાત વાતમાં પાપ અને પુણ્ય કુદાવે તેજ સ્ત્રી આપઘાત કરે એ ઘણીજ આશ્ચર્યની વાત !"

અય્યાશ આરઝાના કપટને સમજી શકયો નહી. ભોળા પણે તે કહેવા લાગ્યો "તો પછી એ ગઇ કયાં ? તેના ઘરમાં, તેની કાકીને ત્યાં, અને તે સિવાય જેટલી જગ્યા

મારા જાણુમાં હતી ત્યાં જોઇ આવ્યો પણ પતોજ નથી ?"
"ખરેખર તમે ભોળા છો" આરઝાએ કહ્યું "તેનો પત્તો...?
હવે તેના પ્રેમીને ત્યાં."

"એટલે ? આરઝા તું કોના માટે બોલે છે ?" અચ્યારે ચકરાઇને કહ્યું.

"હું કોને માટે બોલું છું !" આરઝા દ્રઢતાથી લંબાવતાં બોલી "એજ તો તમારી ભોળાપણી છે ને ? હું તે સ્ત્રિ માટે બોલું છું કે જે એટલી મકકમતાથી પોતાના ધણીના હુકમોનો અનાદર કરે. જે સ્ત્રી રાજી ખુશીથી પોતાના ધણીને બીજી સ્ત્રી પરણવાની સલાહ આપે, જે સ્ત્રિ હોંસ-હોંસ પોતાની શોક માટે કપડાં સીવી મોકલે. તે સ્ત્રિ માટે હું બોલું છું. અરે અમે પણ ધર્મ જાણીએ છીએ, અમે પણ ધર્મની ચોપડીઓ ઉથલાવી છે. જયારે સ્ત્રિધર્મંજ પતિના હુકમને માન આપવામાં સમાએલો છે. અને પતિની દરેક મરજીને સ્વીકારવામાં રહેલો છે ! ત્યારે શું કારણ કે હલીમા તમારા હુકમને માન આપી શકી નહી ! તમારી મરજીને આધીન થઇ શકી નહી ! જયારે ધર્મંજ એવો હુકમ આપે છે કે ધણી એકવાર ધર્મ વિરૂદ્ધ પણ જવાની પોતાની ઇચ્છા દર્શાવે તો સ્ત્રિએ આનાકાની વગર તે પણ કરી લેવું. જયારે તમે એને ખુલ્લી રીતે જણાવી ચુકયા કે, "તારા પાપનો ભાર મારા માથે" ત્યાર પછી શી અડચણ હતી કે તે તેમ પણ કરી શકી નહી ?"

"શું આરઝા તું ખરૂં કહે છે? શું હલીમા આજ સુધી મારી સાથે કોઈ જાતની છળકપટ રમી રહી હતી?"

"છળકપટ પણ કયા પ્રકારની ડીયર? ધર્મના પરદા પાછળ પ્રેમ પાસા, અને મુનીજનના પોષાકમાં શયતાની. તમારી આંખોમાં ધુળ નાખી પોતાના યાર સાથે ગુલતાન બની રહેતી. હજુ પણ જો કોઈ જાતનો વહેમ હોય તો વિચારો કે કઇ સ્ત્રી ચાર ચાર પાંચ પાંચ મહીના સુધી પતીનો વિયોગ સહન કરી શકે! અને તેમ છતાં કોઈ દીવસ પણ એમ ન કહે કે "હું તમારા વગર ઘણીજ બેચેન છું" બોટે બહાને પણ પતીને ન બોલાવે?

હવે અય્યાશને આખું જગત અંધારાંવાળું જણાવવા લાગ્યું. હલીમાની પવિત્રતા આમ એકાએક દુરાચરણમાં ફેરવાઈ જવાથી, અને સતી જેવી દેખાતી સ્ત્રીનું પાપીણી ચાંડાલીણીનાં રૂપમાં માલમ પડવાથી, તેના અફસોસ, તેની આશ્ચર્યતા અને તેના તરંગોનો પાર ન રહ્યો. તેનું મગજ ચકકર થઈ ગયું, તે વિચારવા લાગ્યો. "આમ ખુલ્લું અને સપાટ દેખાતું મેદાન આવી રીતે એકાએક ગીચ ઝાડીઓમાં કેવી રીતે ફેરવાઇ જાય? નિર્મળ નીર કાદવવાળું કેમ થઇ જાય મહાસતી દેખાતા હલીમા પાપીણી ચંડાલ કેમ બની જાય? વિગેરે અનેક વિચારોથી બેચેન બની રહ્યો હતો. થોડીવાર

સુધી જડ માફક શાંત બેસી રહ્યો. પણ ફરી કંઇ વિચાર આવવાથી વધુ ખાતરી કરતાં આરઝા પ્રત્યે પૂછવા લાગ્યો.

"પણ આરઝા;...તેનો આમ નાશી જવામાં હેતુ શો ?"

"હેતુ એજ કે હંમેશ પોતાના યાર સાથે નિશ્ચિંત રીતે રહી શકે ?"

"એટલે ! શું તે પોતાના ઘરમાંજ યાર સાથે રહી શકતી ન હતી ? ?" ઉલટપાલટ કરતાં અય્યાશે કહ્યું. "શું તે યારને પોતાના ઘરમાંજ બોલાવીને રાખી શકતી ન હતી ? હું તો ચાર—ચાર પાંચ મહીને એને ત્યાં જતો નહતો !"

"પણ નોકરોની બીક ખરી ને ? તેઓ કદાચ તમને કહી દે !"

* * * *

આટલુ આટલું સાંભળ્યા છતાં અય્યાશ કોઇ એક મક્કમ નિશ્ચય પર આવી શક્યો નહી. જો કે અદેખી આરઝાએ તેને ભંભેરવા ઓછા પ્રયત્ન કર્યા ન હતા; છતાં તેનું મન અંદરથી એમ કહી રહ્યું હતું કે "હલીમા પવિત્ર હતી, પવિત્ર છે, અને પવિત્ર રહેશે.' હવે અય્યાશ ઉંડાણમાં ઉતરી રહ્યો હતો. જો કે આરઝાની દલીલોએ થોડીવાર માટે તેને ભંભેરી રાખ્યો હતો. પણ જ્યારે તેની આંખો સમક્ષ હલીમાની શુદ્ધ સેવા અને નિર્મળ પ્રેમ આવી ઉભતાં તો તે બોલી ઉઠતો કે "જો હલીમા બદમાશજ હોત તો કદી પણ મારા માટે પીઠ પાછળ ભલું ન ચાહત. મેં મારા સ્વકાંને સંતા-

અને એને પ્રભુ પાસે મારી તંદુરસ્તીની યાચનાઓ કરતાં સાંભળી. હું તેને મળવા જતો ત્યારે તાપ હોય તો પંખો નાખતી અને શરદી હોય તો સગડી સળગાવતી. મારા પ્રેમ માટે તે કેમ દીવાની ન હતી? મને ખુશ કરવા તે અનેક પ્રયત્નો કરતી. મને જોઇ તેના ચ્હેરા પર જે આનંદના ચિન્હો દીપી નીકળતાં તે સાફ કહી દેતાં કે "હલીમાનો પ્રેમ નિર્મળ છે." છેવટે તે એ નિર્ણય પર આવી ગયો કે "હલીમા ઉપર આરઝા અદેખાઇથી આવા નીચ હુમલાઓ કરી રહી છે. જેથી તેને પોતાના વિચારો ન જણાવતાં સાદાપણે આરઝાને કહ્યું.

"આરઝા.....હલીમા ગમે તેવી હોય, અથવા નીકળે. પણ હાલમાં તો મારે એની ગૂમ થયાની ખબર પોલીસમાં આપવીજ જોઈએ. જેથી આપઘાત કરવાની હોય તો ન કરે. અને કોઇ સાથે નાસી જતી હોય તો પકડાઈ આવે. પોલિસો તેને જમીનમાંથી પણ શોધી કાઢશે" આરઝા વધુ કંઈ કહેવા જતી હતી પણ એટલામાં તો અય્યાશ ત્યાંથી ઉઠી ટેલીફોન તરફ ચાલતો થયો. આરઝા જોતીજ રહી, અને અય્યાશે પોલીસને ખબર આપી દીધી.

---

# પ્રકરણ ૬ ઠું.



## "કમનસીબ હલીમા."

ઉનાળાની રૂતુ હતી સુર્ય દેવતાએ પોતાના પ્રવાસનો લગભગ અર્ધો ભાગ ઘણીજ ઝડપથી પૂર્ણ કરી દીધો હતો. સ'વારમાં પડેલાં ઓસના ટીપાઓ હવે બીલકુલ નાબુદ થઇ, વાદળાં-ઓમાં ચાલ્યા ગયાં હતાં. દરેક ચીજ સુકાઇ લગભગ કુરમાવાની અણી પર આવી ગઇ હતી. રાતની ઠંડી હવા અને દીવસે અતિશય તાપ, એ એ મોસમનો રીવાજ છે. આખી સૃષ્ટિ તપીને ઝાળ આપી રહી હતી. અને ચારે તરફ ભયંકર શાંતી પ્રસરી રહી હતી. મોટા મોટા મકાનો અને બીલ્ડીંગો તડકામાં એવાં તો ગમગીન દેખાઇ રહ્યાં હતાં કે જાણે કોઇ મરી ગયું ન હોય તેમ. તેમાં ખાસ કરીને અય્યાશ મેન્શન તો એટલી બધી શાંત અને ગંભીર દેખાઇ રહી હતી કે પૂછવાની વાત નહી. ટી પાર્ટીનો દીવસ હોવા છતાં કોઇ જાતની ગરબડ કે સરબડ જણાતી નહી. નોકરો આમ તેમ શાંત બેસી ધીમે ધીમે કંઇ વાતો કરી રહ્યાં હતાં.

અચ્યારા બેરીસ્ટર સિવાય ડેપ્યુટી કલેકટર હતો અને વધારામાં સરકાર તરફથી જસ્ટીસ ઑફ ધી પીસનો ખીતાબ મળેલો હોવાથી શહેરના પ્રખ્યાત માણસોમાં તેની ગણના થતી હતી. તે સિવાય ગર્ભશ્રિમંત અને માયાળુ સ્વભાવનો હોવાથી દરેક નાના મોટા તેને ઓળખતા હતા. એકાએક એની બેગમની ગુમ થવાની ખબર પોલીસમાં પહોંચતાંજ આખા શહેરમાં ચર્ચાવા લાગી. દરેક નાના મોટા હલીમા વિષે વાતો કરવા લાગ્યા.સંહવારમાં નિકળતા દરેક દૈનીક પત્રોમાં એ ખબર છપાઇ ગઈ હતી. અને છાપા વેચનારાઓ એમ બૂમો પાડી છાપાઓ વેચી રહ્યા હતા કે, "નામદાર ડેપ્યુટી કલેકટર સાહેબના બેગમ સાહેબ પાર્ટીમાંથી ગુમ" પોલીસો દરેક આવતી જતી સ્ત્રીઓને વહેમની દૃષ્ટિએ જોતા.

અચ્યારા પોતે પણ પોતાના ડ્રોઇંગ રૂમમાં ઉદાસ ચ્હેરે એક ઇઝીચેર પર પડયો પડયો છત પર જડેલી શીલીંગ તરફ જોઇ હલીમા માટે ગમ કરી રહ્યો હતો. તથા આરઝા સામે મુકેલા કોચ પર પડી શાંત રીતે સીગરેટના ધૂમાડા કાઢતી નજરે પડી રહી હતી. બન્ને વચ્ચે ગંભીર ચુપકીદી પથરાઇ રહી હતી.

અમને એમ કહેવામાં જરા પણ અચકાવવું ન જોઈએ કે અચ્યારા હલીમાના ગુમ થવાથી ઉદાસ ન હતો બલ્કે

આરઝાએ ભરેલા ખોટા વિચારોથી અથવા વધુમાં હલીમા તેના વિચારોને મળતી ન આવી.

હવે રહી આરઝા, તે કેમ ઉદાસ હતી ? એનું કારણ યા તો એ હોય કે, તે જેની દુશ્મન હતી તેને અય્યાશ ચાહતો. અથવા એ હોય કે અય્યાશને ઉદાસ જોઇ સ્વભાવિકજ શાંતીમાં તે જકડાઇ ગઈ હોય. જમે તેમ હોય પણ એની વર્તણુક કહી રહી હતી કે તે અય્યાશપર ખીજવાઇ રહી છે થોડી વાર પછી તે ઘોર શાંતિનો ભંગ કરતાં બોલી.

" ડીયર આમ ઉદાસ રહેવામાં ફાયદો શું ! પાર્ટીનો બંદોબસ્ત તો કરો. એ તો કોઇ યાર સાથે પરદેશ નીકળી ગઈ હશે.

" બસ કર બસ કર આરઝા " આ વખતે અય્યાશથી ન સહન થયું " હવે બહુ થયું વારંવાર એજ વાત. તું શા પરથી કહે છે કે તે યાર સાથે નીકળી ગઈ ! આંખે જોયા વગર ખાલી કોઇ ઉપર આળ ચઢાવે છે ? "

" જોયું નથી તો શું થયું ? "....આરઝાએ જીદ કરતાં જણાવ્યું " એની ચાલચલગત તો કહે છે ને ?"

"ચાલચલગત શું કહે છે, અને ચાલચલગત પરથી તું કેવી રીતે પારખી શકી કે આવી ચાલચલગતની સ્ત્રીઓ બદમાશજ હોય છે ? "

"દુનીયામાં બની ગએલા બનાવોથી;" આરઝાએ ભાર પૂર્વક કહ્યું "ઇતિહાસોની કથાઓથી."

"બહુ પારખી શકી!" અય્યારે ટોળ કરતાં કહ્યું. "ઇતિહાસકારો જોવા ગયા હતા. એક સ્ત્રી બદમાશ નીકળે તો તેની બદમાશીને વધારે ભયંકર બનાવવા બનાવટી ઠોકી દીધેલી વર્તણુક વાંચીને તુ હલીમાને બદમાશ કહે છે! અલબત તે દીવસે હું તારી વાતને માનતો હતો પણ આજે નહીં. તને ખબર છે મેં ચારે તરફ પોલીસ દોડાવી મુકયા છે અને આજે ચોથો દીવસ છે. કંઇ પણ ખબર મળ્યા વગર રહેતે નહીં. હજુ સુધી કોઇ પણ પોલીસ વહેમ શુધ્ધાં દર્શાવતો નથી. ખુદ હલીમાના ઘરના લત્તાનો પોલિસ કહે છે કે "બનાવવાળી રાત્રીએ દસથી બાર વાગ્યા સુધી એક પણ સ્ત્રી અથવા હલીમા અહીંથી પસાર થઇજ નથી." તે આપણે ત્યાંથી સીધીજ નદી કે કુવા તરફ નીકળી ગઇ હશે. યાર સાથે નાસવાનીજ હત તો પહેલાં પોતાના મકાન પર જતે નહી! મને તો ખાત્રી છે, કે તે પતિવૃતા આ દુનીયાની માયાથી કંટાળી ગઇ અને આ..........."

ટેલીફોનની ઘંટી એટલી જોરથી વાગવા લાગી કે અય્યારા આ વાક્ય પણ પુરૂં કરી શકયો નહી વાતને પડતી મૂકી ટેલીફોન તરપ દોડી ગયો. આરઝાના દીલમાં ધચકો

બેઠો કપાળ પર પરસેવો ફૂટી નીકળ્યો અને અચ્યાશ નફરતનું સ્મિત હાસ્ય કરતો ટેલીફોન સાંભળી આરઝા પ્રત્યે બોલ્યો. "કેમ શું કહેતો હતો ? છેવટે બીચારી જીવથી ગઇ ને ?" આરઝા ફીકકી પડી ગઇ. પણ તરતજ સ્વસ્થ થઇ ખીજાલત દુર કરતા બોલી. "શું કુવામાં પડી ?"

"ના કુવામાં પણ નહી ને નદીમાં પણ નહી. પ્રભુએ તેને કોઇ પણ જાતનું પાપ કરાવ્યા વગરજ ઉંચકી લીધી. પોલીસો કહે છે કે "પાછળના જંગલમાંથી એક નસ્રિની લાશ નીકળી છે. જેના શરીરનું ચામડું તથા કેટલીક જગાનું માંસ જંગલી જનાવરોએ છિન્ન ભિન્ન કરી નાખ્યું છે. લાશ ઓળખાતી નથી પણ વહેમ છે કે હલીમાજ હોવી જોઇએ" હું હમણા જોઇ આવું છું કદ પરથી ઓળખાઇ આવશે."

એટલું કહી અચ્યાશ લુગડાં પહેરવા લાગ્યો. દરમીયાન જુદા જુદા વીચારોથી કદી ખુશ થતો તો કદી ઉદાસ. કોટ પહેરતા એક ઠંડો નીશ્વાસ નાખી આરઝા પ્રત્યે બોલ્યો. "હાય છેવટે બીચારી ગઇ...ચાલો દુઃખમાથી છુટી. આપણે પણ નીશ્ચીંત થયાં હવે આપણને કોઇ રોકવા આવવાનો નથી અને મને કોઇ હલીમા વીશે સમજાવવા આવવાનો નથી. (બહાર જતા) "કમનસીબ ખરેખર કમનસીબ હલીમા."

# પ્રકરણ ૭ મું.

## "મરણ ક્રીયા."



જો કે હલીમાની અચાનક મોતે અય્યાશ પર જોઇએ તેવું અસર કર્યું નહીં તો પણ એટલું તો જરૂર થયું કે તેણે કાંતો લોક લાજે કાંતો ખરા અંતઃકરણે એટલું કર્યું, કે હલીમાની લાશને ઓળખી ઘેર લાવી મુસલમાનોના પ્રત્યેક રીત રીવાજ મુજબ દફનાવવાની (દાટવાની) ક્રીયાઓ વિગેરે કરી. એટલુંજ નહી બલકે તેની એક ઉમદા કબર ચણાવી તેને મથાળે ખુબસુરત આરસના પત્થર પર આ પ્રમાણે લેખ કોતરાવી લગાવી દીધો. કે,



હલીમાના મોતથી જો કે અય્યાશ ઘણો ઉદાસ ન થયો તો પણ એટલું તો જરૂર કે, તેના શોકમાં તેણે એક ટાઇમનું જમણ ન લીધું. અને એવીજ રીતે આરઝાએ પણ એકકે કોળીયું ન છોડયું. હલીમાના મોતની ખબર આખા શહેરમાં પ્રસરી ગઇ. ભલાઓ અય્યાશનો દોષ કાઢતા. અને બુરાઓ હલીમાને કસુરવાર કહેતા. મતલબ કે દસ બાર દિવસ સુધી જાત જાતની ચર્ચાઓ ચાલતી રહી, અને દરેકે દરેક વરસગાંઠવાળી રાત્રીની બીનાથી વાકેફ થઈ ગયા. આ ખબર સાલેહને પણ પહોંચી. જેથી તસલ્લી ખાતર એક વખત પાછો અય્યાશને ત્યાં ગયો. પણ તેણે કંઇ દાદ આપી નહી. ને બહારથીજ એમ કહી ચાલતો કીધો કે, "આખરે તે બીચારી આ જુઠી માયા છોડી ચાલતી થઈ."

જોકે અમારી વાર્તાને સાલેહ સાથે વધારે સંબંધ નથી છતાં અય્યાશને સાલેહ સાથે એક જમાનામાં એવો સંબંધ હતો કે તેના વગર અય્યાશ જમવાનું બી પસંદ ન કરતો. પણ આજે તે બીચારા સાથે ઇંગ્લીશ એજ્યુકેશન પ્રાપ્ત કર્યા પછી એવી તો બુરી રીતે વર્ત્યો કે જેની સીમા રહી નહી. બહારથી મળેલા ઉપલા જવાબથી તેના મન પર સખત ઘા વાગ્યો. અને "ફરી કોઇ દીવસ અય્યાશને બારણે ન જવું" એવું પણ લઇ તે નિરાશ પાછો ફર્યો."

હલીમાની મોતે અય્યાશને ટસથી મસ કીધો નહી બલ્કે હવે તો તે પોતાને એટલો બધો સુખી સમજવા લાગ્યો કે દુનિયામાં તેના બરાબર બીજો કોઇજ ન હોય. તે પોતાની લાડકવાયી બેગમ આરઝા સાથે પૂર વૈભવના સમુદ્રમાં ઉછાળા મારી રહ્યો હતો. જવાનીના પૂર વિલાસ પારણાંમાં વગર ખટકે ઝુલી રહ્યો હતો. અને દસ પંદર દીવસમાંજ હલીમાને એવો તો ભૂલી ગયો. કે જાણે હલીમા તેની સ્ત્રિજ ન હતી. અને કેટલાક દીવસ પછી તો એ હાલત થઇ ગઇ કે, હલીમાનું નામ તો શું પણ તેના નામની હવા ભાગ્યેજ આવવા લાગી. અલબત આરઝા કોઇ કોઇ વખત મે'ણા મારતા તેનું નામ ઉચ્ચારી લેતી. છેવટે તે હતભાગીણી ગરીબ હલીમા દુનીયાના મગજમાંથી વિસરાઇ ગઇ અને સ્વર્ગીય નન્દન વનમાં તમામ દુઃખોથી મુક્ત થઇ, જઇ બેઠી.

---

## પ્રકરણ ૮ મું.

### "ઇશ્વરની આંખો."



કેટલાક મુર્ખ લોકો મોટા મોટા પાપો કર્યા છતાં પોતા પર ઇશ્વરી કોપ ન આવતો જોઇ એમ સમજી બેસે છે કે, "પ્રભૂ અને પરમાત્મા કોઇ ચીજ નથી અને અમે આટ આટલા પાપકર્મો કર્યા છતાં આજ સુધી દુઃખ કે મુસી-

અતો જોઇ નથી. જો પ્રભૂ કોઇ ચીજજ હોત અને કોપ કોઈ પણ જાતની શક્તિજ ધરાવતું હોત, તો જરૂર તેમાનું થોડું ઘણું પણ અમારા પર આવ્યા વિના રહેત નહી." અથવા કેટલાકો એમ વિચારે છે કે "પ્રભૂ હરેકની ઇચ્છાઓ પૂરી કરે છે. પછી ગમે તો તે સારી હોય કે નબળી."

પણ એ લોક ક્યાં સમજે છે કે જે બીલ્ડીંગ પર તાંબાનો તાર જડવામાં આવે છે તેને વીજળી નુકસાન પહોંચાડી શકતી નથી. એક દીવો હોયતો આખું મકાન પ્રકાશે છે. તેમજ એક ધર્મિષ્ઠ સોને બચાવે છે. અને એવીજ રીતે પોતાના મરણ પછી જ્યારે અચ્યાશ અચ્યાશીમાં પડયો ત્યારે હલીમાની ધર્મચુસ્તી તેને પ્રભૂ કોપથી બચાવી રહી હતી. પણ અચ્યાશ એમજ સમજતો કે "કોપ કે પ્રભુ કોઇ ચીજ નથી ખાલી મૌલવી અને મુલ્લાઓના પેટ ભરવાના ધંધા છે." જેના પરીણામમાં તેણે પોતાના સારા સારા અને ભલા મિત્રોને તો એવી રીતે ધિક્કારી કાઢયા કે ફરી તેઓએ તેનું મોં પણ જોવું હરામ સમજી બેઠા, અને તે દુષ્ટો ભરાયા કે જેઓ તેને પડતો જોઇ વધારે ધકેલવાની કોશેશ કરતા.

દીવા રૂપ હલીમા કે જેનો પ્રકાશ અચ્યાશના આખા મકાન પર પડી રહ્યો હતો. જ્યારે ઓલવાઇ ગયો. એટલે જ્યારે હલીમા આ દુનીયા છોડી ચાલતી થઈ તેના એક મહીના પછી અચ્યાશના જમણા હાથની નાની આંગળીમાં

એક સાધારણ ખુજળી નીકળી, ધીમે ધીમે તે વધવા લાગી અને અહીં સુધી કે ડૉકટરો પાસેથી દવા લાવવાની જરૂર પડી. જાતજાતના ઇલાજો કર્યા છતાં આઠ દીવસમાં તો આખા શરીરપર પ્રસરી ગઇ. આખા શહેરના ડૉકટરો એકઠા થઇ ગયાં, પંદર દીવસ પછી ખૂનમાં ખરાબી માલમ પડી, ચામડી પર ધબ્બા માલમ પડયા દુનીયાના ડૉકટરો આવી પહોંચ્યા, અને સઘળાએ છેવટે એવો ફેસલો કીધો, "કે અય્યાશને જુદા ઓરડામાં મુકવામા આવે અને તેની પાસે કોઇ પણ ન જાય, કારણ કે તેને "કોઢ" ફુટી નીકળ્યું છે."

કુદરત એક હદ સુધી પોતાના બંદાઓને (ગુલામોને) તક આપે છે. અને જુએ છે કે હજુ પણ તેઓ કુમાર્ગ છોડી સૂમાર્ગ પર આવે છે કે નહી ! પણ જ્યારે તે હદ બહાર નીકળી પડે છે. તો તે પોતાની શક્તિ એવી તો ખરાબ રીતે બતાવે છે કે, મોટા મોટા અહંકારી નરો પણ નિર્બળ નારી માફક પોતાનુ માથું તે જગતપતિના ચર્ણોમાં ઝુકાવવા લાગે છે.

શરૂઆતમાં એક માસ સુધી અય્યાશના દોસ્તો ઘણીજ લાગણીથી તેને જોવા આવતા જતા રહ્યા. પણ જ્યારે કોઢ દેખાવ દીધો તો એક પણ ભાગ્યેજ દેખાવા લાગ્યો. હવે રહી આરઝા તો તેનું પૂછવુંજ શું ! તે તો ઇંગ્લીશ એજ્યુકેટેડ અને સાયન્સને પુરેપુરૂં માન આપનારીએ જ્યારે અય્યાશની આ હાલત જોઇ તો

એટલી ગભરાવા લાગી કે "રખેને દર્દીને હાથ લાગી જાય અને તે રોગ પોતાને વળગી પડે !" અય્યાશને સુવડાવવામાં આવેલા ઓરડા પાસેથી પસાર થવું પણ તે જોખમ ભરેલું સમજવા લાગી. જાતે જઇ તબીયત પુછી આવવાનું તો જુદું દર્દીના ઓરડામાંથી આવેલા નોકરને પણ વગર નાહ્યે પોતાની પાસે આવવાનો હુકમ ન હતો. અને આવી રીતે બેગમ સાહેબ પતીની તબીયત પુછાવતા. દર્દીની હાલત દીનપ્રતી-દીન બગડતીજ ગઇ. કોઇપણ જાતનો સુધારો થયા વગર લોહી બગાડમાં એટલો બધો વધારો થઇ ગયો કે, દર્દી પોતે પણ હેરાન હતો. ચ્હેરાની હાલત એટલી બધી બગડી ગઇ કે પ્રભુ દુશ્મનને પણ ન દેખાડે! તે ફૂલ જેવા સુંદર શરીર પર ઠેર ઠેર જખ્મો અને કોઢના લાલસોળ જેવા ચાઠાં પડી ગયાં. હાથ પગ સુજીને થાંભલાં જેવાં થઇ ગયાં અને અહીં સુધી કે એકાદ જખમમાં કીડાં પણ પડી ગયાં ડૉકટરો ગુંચવણમાં હતા કે "આવી જાતનો કોઢ કદી સાંભળ્યો કે જોયો ન હતો." છેવટે તેઓ એ ફેસલા પર આવ્યા કે રોગ ભયંકર છે અને દર્દીનું મ્યુનિસીપાલિટીની હદમાં રહેવું આખા શહેરને નુકશાન કર્તા છે માટે શહેરથી બાર માઇલ દુર કોઢી ઇસ્પીટાલમાં તેને મોકલી દેવો જોઇએ."

અય્યાશ પોતે પણ ડેપ્યુટી કલેકટર હતો જેથી ડૉકટરો સાથે ઘણી રકઝક કીધી પણ સીવિલ સરજ્યન આગળ એક પણ ન ચાલી અને આખરે આ મામલો

મેજીસ્ટ્રેટ સુધી પહોંચ્યો. ડૉકટરો કહેતા કે, "અય્યાશના કોઢી જખમોમાંથી કીડાંઓ નીકળે છે." અને અય્યાશ કહેતો કે, "કીડાંઓનું નીકળવું હડહડતું જુઠાણું છે અને ડૉકટરોએ મારા મલાજથી કંટાળી આ વાત મનથી ઘડી છે." છેવટે મામલો આરઝાની સાક્ષી ઉપર આવી અટક્યો.

ભણેલા ગણેલાઓની તો વાતજ જુદી હોય છે, કંઈ વધારે ક્રોસ કરવાની જરૂર પડી નહી, અને ડૉકટરે ફક્ત એટલુંજ કહ્યું કે, "હું મીસિસ અય્યાશથી આશા રાખું છું કે, તેઓ ઇન્સાફને હાથથી જવા ન દેશે અને પોતાની જીભથી એવી એક પણ વાત ન કહેશે કે જે યુરોપની કેળવણીને એબ લગાડવા જેવી હોય."

બસ મીસીસ ફુલી ગયાં અને ભચકી માર્યું કે, "મી. અય્યાશ કદી જુઠું તો નથી બોલતા પણ કીડાનો ઇન્કાર કદાચ એમના મગજની ખરાબીનું કારણ હોય."

કુદરત જ્યારે પોતાની આંખો ફેરવી લે છે, ત્યારે તેની આગળ કોઈનું ચાલતું નથી. જો કે અય્યાશને ખબર હતી કે "આરઝા મારી બીમારીથી ગભરાઈ ગઈ છે." તો પણ એ આશા તો નજ હતી કે તે સાક્ષી પણ વિરૂદ્ધજ પૂરશે."

કેસનો ચુકાદો એક એવી સ્રીના પુરાવા પર થવા પામ્યો, કે, જે અય્યાશની હાલતથી લેશ માત્ર પણ વાકેફ ન હતી. જે દર્દીના કાગળને શુદ્ધાં એવી રીતે વાંચતી કે

એક નોકર લાવી નાહ્યા પછી બીજાને આપતો, અને બીજો તે કાગળ ખોલી દૂર ઉભો રહી વંચાવતો. જે શિ ક્રીડાં તો શું જુએ કાગળ પણ હાથમા ન લેતી તેની સાક્ષીપર ફેસલો થયો. ટુંકમા આરઝાની સાક્ષિનું પરીણામ એ આવ્યું કે તેને શહેરથી બાર માઇલ દૂર એક કોઢી ઇસ્પીતાલમાં નાખી દેવામાં આવ્યો.

પોતાના પતીને ઇસ્પીતાલને ઘાટ ઉતારી આરઝા નિશ્ચિંત જીંદગી ગુજારવા લાગી. અને જયારે થોડા દીવસ પછી ડૉકટરોએ એમ જણાવ્યું કે "દર્દીની હાલત ઘણીજ ખરાબ છે જીવવાની રજ બરાબર પણ આશા નથી." તો જીવતાને મુવો સમજી તમામ માલ મીલ્કતની માલીક થઇ બેઠી. અને કોઇ પુછતું તો એમ કહેતી કે "આજ કાલમાં મરણ પામશે."

---

## પ્રકરણ ૯ મું.

### "આરઝાની બેવફાઈ,"



અયાશની આ સમયની જીંદગી દુરાચારી માટે બોધ લેવા જેવી હતી તેનું પ્રતિક્ષણ દાખવી રહ્યું હતું, કે "જીવતો જાગતો મનુષ્ય કેવી રીતે નિરાધાર અને લાચાર બની જાય છે;" અય્યાશ પોતે પણ આ છેલ્લા છ સાત મહીનાની અસહ્ય તકલીફથી પોતાની ભુલ સમજી

શકયો હતો. જે વાકયો એ ઉચ્ચારતો કે "મનુષ્ય પોતાને હાથેજ પોતાનું સુખ દુઃખ ખરીદે છે. અને તે પણ કર્તવ્યો દ્વારા નહી બલ્કે બુદ્ધિ દ્વારાજ." પણ હવે તેં બરાબર સમજી શકયો કે મનુષ્યની અકકલ હોશીઆરી અને બુદ્ધી સાથે પણ તે મહાન ઈશ્વર કરૂણાની પ્રસન્નતાની જરૂર છે. ગમે તેવો ડાહ્યો અને બુદ્ધીવાન પુરૂષ હોય પણ જ્યારે તેણે ધર્મને હાથથી જવા દીધો, કે તરતજ તેની બરબાદી અને ખુવારી તેના માથાપર ભમવા લાગે છે.

આ વખત અય્યાશ માટે એક એવો વખત હતો કે બળ બુધ્ધી અને હોશીયારી સીવાય ધન દોલત કે એવી દુનીયાની એકપણ વસ્તુ કામ લાગવા જેવી ન હતી.

તે એક લાખોપતી માણસ કે જેના ઘરમાં હજારો રૂપીઆનું ફરનીચર અને હજારો રૂપીઆના સોના ચાંદીના વાસણો ભરેલાં હતાં આજે ઇસ્પીતાલના એક તુટેલા લોઢાના પલંગ પર પડયો પડયો ટીનચીનીના એક રદ્દી પ્યાલામાં દુધનું પાણી પા રહ્યો હતો. ખાવાને કોઈ ચીજ મળતી નહી. ઘોરવનમાં બાંધેલી આ ઇસ્પીતાલમાં મનુષ્ય જાતીનું નામ ન હતું. ફક્ત એક નોકર હતો જે ખાસ દર્દીઓની દેખરેખ માટે નીમાયલો હતો. તેની એ હાલત હતી કે અય્યાશને ભુત સમજી ના'સતો અય્યાશ તેને ઘણીજ નરમાશથી બોલાવતો સમજાવતો પણ એ શાનો સાંભળે! અને કેટલીક વખત તો

ભળ દઈને કહી પણ દેતા કે "જા ભાઈ મરવું હોય તો મરની મને કેમ બોલાવે છે."

બીચારો અય્યાશ શિયાળાની પર્વત સમાન રાત્રીમાં દુઃખ ત્રાસથી કકળતો પીટતો બરાડા પાડતો, પણ પાછી પોતાનીજ અવાજ ઇસ્પીતાલની દીવાલો સાથે અથડાઈ તેના કાનમાં આવી રહેતી. જ્યાં દીવસના પણ મનુષ્ય....અરે મનુષ્યવાણી પણ સંભળાવી મુશ્કેલ હતી, ત્યાં અય્યાશને મોટી મોટી રાતો આખી આખી રાત જાગીને કાઢવી પડતી. એકાંતવાસના કારણે કેટલીક વખતે ત્યાંના નોકરને પણ પોતાની પાસે સુવાનો આગ્રહ કરી ચૂકયો. પણ તે શા માટે સૂતો! અને શી આશા પર!! ડૉકટર મહીનામાં બે વખત આવતો અને ટેબલ પર મૂકેલી બાટલીમાં દવા ભરી બેચાર આમતેમની વાતો કરી ચાલતો થતો નોકરનું મોં દીવસે અલબત એવી રીતે બેત્રણ વાર દેખાતું કે તે દુરથી પવાલામાં દુધ રેડી ચાલતો થતો. અને અય્યાશ કંઈ પુછતો તો જવાબ આપવાને બદલે ઉલટો તેનેજ ધમકાવી અને પાછો બીજે દીવસે પોતાનું મોં દેખાડતો.

બીજા ત્રણ મહીના પણ એવીજ મુસીબતમાં નીકળી ગયાં. અને હવે અય્યાશની હાલત એ હતી, કે તેનામા ઉઠવા બેસવાની કે હાલવા ચાલવાની પણ શકિત રહી નહી. એક વખત જ્યારે તે પોતાની જીંદગીથી બીલકુલ કંટાળી ગયો. અને જયારે તેને પોતાની જીંદગીની તલભાર પણ

આશા ન રહી, ત્યારે નીચે પ્રમાણેનો એક પત્ર આરઝા પર લખી મોકલ્યો:—

બેગમ આરઝા.

હું હવે આ દુનીયામાં થોડાંજ દીવસનો મહેમાન છું. છેલ્લા શ્વાસો ચાલી રહ્યાં છે. મોતને હવે વધારે વાર રહી નથી. પણ જીંદગીનો આ છેલ્લો ટુકડો એવો તો હડહડતો ગુજર્યો કે જીવતાં મોતનો સ્વાદ ચાખ્યો.

મને તારા જેવી સ્રીથી એવી આશા ન હતી કે જીવતા પતીને મુવો સમજી બેસશે. અને જીવનની આ છેલ્લી પળે કે જયારે હું તડપી તડપી અને તલસી તલસી આ દુનીયાથી કુચ કરૂં, તે વખતે તારી બેવફાઇ અને બેપરવાઇના જખમ મારા જીગર પર લેતો જઇશ. અગર તને મારી લેશમાત્ર પણ પરવા હોત અથવા તારા નીર્દય અને સ્વાર્થિ હૃદયમાં મારા માટે જરા પણ દાઝ કે લાગણી હોત! તો આ ભયાનક અને સુમસામ ઇસ્પીતાલમાં આવી નજીકથી નહી તો દુરથીજ મારૂં મોં જોતે અને તારૂં મને દેખાડતે. પણ હાય જેને મારી સમજી તે અન્ય નીકળી જેને જીવનની મીત્ર ધારી તે જીવની દુશ્મન સાબેત થઇ. આના કરતાં વધારે જુલમ બીજો શું હોઇ શકે. કે હું આજે લાખો રૂપીઆનો માલીક હોઇ, એક એક પાઇ અને એક એક પૈસા માટે તલસું છું. અને આ ઇસ્પીતાલના નોકરને, એ આશા પર કે તે મારી કંઈ ચાકરી કરે કંઇ આપવા ચાહું

છું, અને નથી આપી શકતો. દુનીયા એવો એક પણ શરમ ભર્યો દાખલો બીજો નજ રજુ કરી શકશે, કે મેં મારી તમામ ઉમ્મરમાં તે સર્વશક્તિમાન પ્રભૂને ન ઓળખ્યો પણ આજે કોણ જાણે કઇ શક્તિ મારી ગરદન તેના દરબારમાં નમાવી રહી છે. હું હવે તે પ્રભૂ પાસે પ્રાર્થના કરૂં છું કે, "હે દીનાનાથ તારાએક પાપી બંદા,(ગુલામ) પર રહેમની નજર નાખ અને કોઈ એક એવા ફરેશતા (દૂત) ને મોકલ કે જે મને આ દુઃખમાંથી મૂક્ત કરે. પછી ગમે તો તે મોતનો હોય કે તંદરૂસ્તીનો!" આરઝા! આરઝા! તું મારા જીવનની જોડીદાર હતી. પણ તેં મને જીંદગીમાજ જણાવી આપ્યું કે, દુનીયાની માયા ખોટી અને વધારે પ્રેમ બનાવટી હોય છે. જો કે હું આ દુનીયાથી નાસીપાસ તથા નીરાશ જાઉં છું પણ એટલું કહેતો જાઉં છું કે તે પ્રભૂના દરબારમાં મારો હાથ અને તારો છેડો હશે.

લી. બરબાદ.

ઇસ્પીતાલનો નોકર બિચારો આ પત્ર એ આશા પર લઇને ગયો હતો કે, "બેગમ આરઝા કંઇક આપશે" પણ જ્યારે તે પાછો ફર્યો, ત્યારે ગુસ્સામાં રાતો પીળો, અને એમ કહી અય્યાસના પલંગ પર તે પાછો લાવેલો કાગળ ફેંક્યો કે "તેણે કાગળ પણ ન લીધો વાંચ્યો પણ નહી અને મને બહારથીજ કહેવડાવી દીધો કે "સાહેબને મારો સલામ કહેજો હું સારી મજેમા છું."

# પ્રકરણ ૧૦ મું.

## "હવે હલીમા ?"



વરસાદની ઘનઘોર કાળી રાત્રીઓ અને દહાડાના તેજસ્વી દીવસો આવી અને જઈ રહ્યાં હતાં. લૂના ગરમ ગરમ ઝાપટા ઠંડા થતા થતા ટાઢાં પડી ગયાં પણ અય્યાશની તબીયતમાં કોઈ પણ જાતનો સુધારો ન થયો સૂર્ય ઉગતો ચઢતો અને આથમી જતો, ચંદ્ર પ્રકાશતો તેજસ્વી બનતો અને ઝાંખ મારી જતો, તારાઓ ચમકતા તુટતા અને નાશ પામી જતા પણ અય્યાશની જીંદગીનો અંત નતો મોત લાવતી કે ન તો તંદુરસ્તી. તે હવે આરામની આશા છોડી બેઠો હતો. જીવનથી કંટાળી ચૂકયો હતો, કોઇ કોઇ વખત જમીન પર માથું મુકતો સીજદો કરતો અને જાત જાતની ફરીયાદો કરતો.

અમને પોતાને પણ આશ્ચર્ય થાય છે. અમે પોતે પણ દંગ છીએ, કે તે મસ્તક જે કેમે કરીને પ્રભુને કે પ્રભુની કોઇ પણ શક્તિને માનતો નહી, તે આજે કુદરતના એકજ ઝટકાથી એવું તો નમી ગયું કે જેની ધારણા પણ કરવી કઠણ હતી. પણ વાસ્તવિક બીના એ હતી કે અય્યાશની યુવાની અને કૃત્યો તેના ખાનદાન પર એક એવી જાતનો પરદો હતો, કે જે તેના બાપદાદાના સદગુણોને ઢાંકી રહ્યો હતો. નહી તો

અમે સારી રીતે જાણીએ છીએ કે તેણે એક એવી માતાના ખોળામાં દૂધ પીધું હતું કે જેના સદગુણોના વખાણ દુરદુરના દેશોમાં ચર્ચાતાં હતાં. તે એક એવા પીતાની કેળવણી તળે ઉછર્યો હતો કે જેણે એક બે નહી પણ સાત સાત હજો કરી હતી. જો કે અમારી આંખોએ અય્યાશને ધર્મથી વિરૂદ્ધ અને ઇસ્લામથી ઉલટો જોયો. અમારા કાનોએ અચરજથી તેની વાતો સાંભળી, તો પણ જ્યારે મગજ તેના જનેતા માબાપના સદ્દગુણોની તસ્વીર આંખો સમક્ષ લાવી ઉભું કરતું, તો દીલ બેચેન થઇ પોકારી ઉઠતું કે, **"માનું દુધ અને બાપનું ખુન કદી પણ રંગ લાવશેજ.** અને ઇસ્લામ કે જેને અય્યાશે ધિક્કારથી જોયું, દરેક ગર્વ ખંડીત કરી દેશે."

હવે એ વાત ખરી પડવા લાગી અને અય્યાશ પ્રભુને ઓળખવા લાગ્યો. જે રક્ત એની નસોમાં દોડી રહ્યું હતું તે હવે પોતાનો અસલ રંગ ધારણ કરવા માંડયું ભયંકર માંદગીએ નસેનસમાંથી બુરાઈના તત્વો કાઢી નાખ્યા. જે આંખોમાં અહોનિશ મદમસ્ત ભરાઇ રહેતી તે આંખોમાં આજે દુ:ખના અશ્રુઓ નજરે પડવા લાગ્યા. જે અવયવો શરાબ ના તીખા અસરથી ડોલતા રહેતા તે આજે પ્રભૂના ભયથી ધ્રુજી રહ્યાં હતાં. જે ભેજું રોજ નવી નવી ધર્મચેષ્ટાઓ સોચતું તે આજે પરમાત્માની બીકથી

ભયભીત બની રહ્યું હતું આજનો એક એવો વખત હતો, કે અય્યાશ આખી આખી રાત પાણીના એક એક ટીપા માટે બૂમો પાડતો. આખો આખો દીવસ ટાઢાં પાણી માટે તલસતો, પણ જેટલી ઈચ્છાઓ તેના દીલમાં ઉઠતી તે, તે પુષ્પો માફક નાશ પામી જતી. કે જે સાંજના એજ ઘડી ખીલે છે અને બરબાદ થઈ જાય છે.

પ્રભુ શત્રુને પણ એવો દિવસ ન દેખાડે કે જ્યારે તે બીચારો દૂન્યાના પ્રત્યેક જીવોથી નીરાશ થઇ ગયો ત્યારે તે હલીમા જેવી પતિવૃતા અને પતીભકત સ્ત્રિ તેની ચાકરી માટે જીવતી ન રહી. આજે અય્યાશ તેની યાદ ખરા અંતઃકરણથી કરી રહ્યો હતો પણ હવે શું થાય ? અમને પણ દયા આવે છે કે તે બીચારો કેવી મુસીબતમાં સપડાઇ આજે કેવી રીતે તેની યાદ કરી રહ્યો હતો, કે જેને તંદુરસ્તીમાં મરણ બાદ પણ વધારે વાર યાદ રાખી શકયો ન હતો. હલીમાએ પોતા પાછળ કરેલા પ્રયત્નો તેની આંખો સમક્ષ આવી ઉભતા અને તે ત્રાહી પોકારો ઉઠતો "ઓ હલીમા ! ઓ હલીમા ! તુ મારા પ્રેમ માટે કેવા કેવા ફાં ફાં મારતી. મારી ચાકરી કરવા કેવા કેવા પ્રયત્નો કરતી ! આજે જ્યારે હું પોતે તને પ્રેમથી ભેટવા તૈયાર છું ત્યારે તું મારાથી રીસાઇ બેઠી ! મને જરા થાકેલો જોતી તો પગ ચાંપવા બેસી જતી પરસેવો જોતી તો પંખો કરતી મને જરા કંઇ દુખ

થતું તો અર્ધી અર્ધી થઇ જતી અને આજે જ્યારે હું આ નિષ્ઠુર રોગથી પીડાઇ રહ્યો છું અને આ નિર્દય કીડાઓ મારૂં માંસ ઘાતકી પણે તોડી તોડીને ખાઇ રહ્યાં છે. ત્યારે તુ મને છોડી બેઠી ! મારા પર ગુસ્સે થપ ગઇ ? મારાથી રીસાઈ ગઈ ? આવ આવ હું તારા પગે પડું છું, હું તને હાથ જોડું છું કે આવ અને મારી મુસીબતમાં મને કામ લાગ....પણ આહ.......હું તો કોઢી છું ! મારી... બીમારી તને લાગી જશે...અરે પણ તુ તેની પરવા કરતે.... નહી...નહી....મને ભેટી મારા ચરણોમાં તારાં પ્રાણ ખોતે ન આવ, ન આવ પ્રભુ ખાતર ન આવ ! આવવું હોય તો મારા સારા થયા પછી આવજે કે હું તારી કદર કરૂં તારા ચરણોમાં મારૂં માથું મુકું આરઝા જેવી સો સ્ત્રીઓને તારા પરથી કુરબાન કરૂં.... પણ હાય હવે હું જીવવાનો નથી, પ્રભુને ત્યાં આવી તને ભેટીશ. હું પોતેજ તારા પાસે આવું છું" વીગેરે કકળાટ કરી અંતરમા ભડકા લેતી અગ્ની શાંત કરી રહ્યો હતો. તેની જીંદગી દાખવી રહી હતી. કે એક ઉંચામાં ઉંચો ધનવાન ઓધ્ધેદાર પણ કેવી રીતે નિર્ધન અને નીર્બળ થઇ જાય છે.



## પ્રકરણ ૧૧ મું.

### "છેવટે પ્રભૂએ સાંભળી."

ચારે તરફ ભયાન જંગલ અને સુમસામ એકાંત સીમમાં કાળરાત્રીની ભયંકરતા અય્યાશ માટે કબ્રસ્થાન કરતાંએ પણ વિશેષ બુરી હતી. જો કે હૉસ્પીતાલ

કોઢીઓની હતી. છતાં એક પણ કોઢી તેમાં ન હતો. એક એવા શહેરમાં ઉછરાયલા અય્યાશને કે જ્યાં ચોવીસે ચોવીસ કલાક મોટરો ઘોડાગાડીઓ વિગેરેના અવાજ ગુંજતા રહેતા એક એવા ઘોર વનમાં પડી રહેવું પડતું કે જ્યાં દીવસના પણ મનુષ્ય કે મનુષ્યવાણી સંભળાવી મુશ્કેલ હતી. નોકરને પણ અનેક વખત કહ્યાં છતાં તે પણ તેની પાસે સૂતો ન હોવાથી કેટલીક વખતે ભુત ડાકણ કે એવા એવા અનેક દુષ્ટાત્માઓનો તેને ખ્યાલ આવતો, અને તેથી કેટલીક વખત તે ત્યાં જરા પણ ખખળાટ સાંભળતા ચમકી ઉઠતો, ગભરાઈ જતો અને અધમૂઓ થઇ જતો. પણ હવે તે પોતાની જીંદગીથી સંપૂર્ણ કંટાળી ચૂકયો હતો. બિમારીના કષ્ટો સહન કરવાની શકિત તેનામાં રહી ન હતી. પ્રભૂ પાસે અનેક વખત મોતની પ્રાથનાઓ કર્યો છતાં ન કબુલ થવાથી અત્યારે એવો તો નીરાશ થઇ ગયો હતો કે, ભૂત ડાકણ પ્રેત કે ચૂડેલ કોઇના પણ પેટમાં જવા તે તૈયાર હતો.

એક દીવસ મગરેબની (સુર્યાસ્ત વખતની) નમાજ પઢી પ્રભૂ પાસે મોતની યાચનાઓ કરતા કરતા બેહોશ થઇ ગયો. જ્યારે લગભગ બારના સુમારે આંખ ખુલી તો જૂએ છે. કે કોઇ એક વ્યક્તિ બારણામાં ધીમે પગલે પ્રવેશી રહી છે. સમજી ગયો કે, પ્રભૂએ મોત તો ન મોકલી પણ ભૂતનો પેટ નસિબ થયો. જોરથી બોલી ઉઠયો, “આવી જા! ભાઈ ખાઈ જા!”

ભૂતે કંઇ પણ ગણકાર્યા વગર અય્યાશ પાસે આવી, સાથે લાવેલા એક ચાબુકથી સડાસડ ફટકા ખેંચવા શરૂ કરી દીધા અને અહીં સૂધી ખેંચ્યા કે અય્યાશ બેભાન થઇ ગયો. જ્યારે આંખ ખૂલી તો એકના બે ભૂતો થઇ ગએલા જણાયા, ઘભરાઇને આમતેમ જુએ છે તો પોતે ઇસ્પીતાલમાં ન હતો બલ્કે કોઇ બીજીજ જગ્યાએ. જ્યાં સેંકડો હાડકાં તથા મનુષ્યની ખોપરીઓ બે હીસાબ પડેલી જણાઇ. આ સઘળું જોઇ વધારે ભયભિત થયો. પણ કરે શું ? સામે ઉભેલી માથાથી તે પગ સૂધી સફેદ કફની પહેરેલી બે વ્યક્તિઓ તરફ જોઈ પૂછવા લાગ્યો "અરે ભાઇઓ તમે છો કોણ ?" બીચારાની મુસીબતોનો પાર ન હતો એક તરફ થએલા રોગની વેદનાથી સખત રીતે પીડાઇ રહ્યો હતો. ત્યારે બીજી તરફ આ ભૂતોને કોણ જાણે શું સુજી આવ્યું ! કે ઓરબી દુઃખ પહોંચાડવા આવી પહોંચ્યા. ઘભરાતા ઘભરાતા પૂછયું, પણ કોણ સાંભળે ! બન્ને ખડખડાટ હસી પડયા. થોડી વાર પછી તેઓમાંથી એકે કહ્યું : "અમે કોણ છીએ ! નથી જાણતો કે અમે મોતના ફરેશ્તા (યમના દૂત) છીએ ?"

"તો અત્યારે હું મરેલો છું, કે જીવતો ? અય્યાશે અધિરા થઈ પૂછયું. ભૂતે "કમબખત" એમ કહી પાછો એક સડાકો એવી જોરથી ખેંચી કાઢતાં કહ્યું કે અય્યાશ થથરી ગયો. "જોતો નથી કે આ તારી કબર છે. અને

હવે તુ ઇસ્પીતાલમાં નથી! અહીંથી ફરી તને બીજી કબરમાં જવાનું છે. જ્યાં તારો પૂરો હીસાબ લેવાશે. અહીં તો ફક્ત તને તારા આમાલનામા (કુકર્મોના લીસ્ટ) પર સહી કરવાની છે."

આ સાંભળી અય્યાશે એકદમ અધીરા થઇ પૂછયું. "એટલે? શું મારા કર્તવ્યનો બદલો હજી મને દુનીયામાં મળ્યો નથી? હું આ બધું શાના બદલામાં ભોગવી રહ્યો છું?" "ફરી છું કહે છે? એમ બોલ કે "ભોગવી રહ્યો હતો." આતો તને તારા ખોટા વિચારોનું ફળ તરીકે મળ્યું. પણ હજી પોતાની મઝલુમ સ્ત્રિ હલીમા પર સિતમ ગુજારવાનો બદલો નથી મળ્યો તે બાકી છે"

અય્યાશ ચક્કરમાં હતો કે આ મામલો શું છે? તેની આ વખતની હાલત એક નાહાના બાળક કરતાં પણ વધારે ખરાબ હતી. ભૂતે એક ચાબુક લગાવી તથા ગજવામાંથી એક કાગળ કાઢી અય્યાશના સમક્ષ ધર્યો; જેના પર કંઇ લખેલું હતું. પણ અંધારાને લીધે અય્યાશ જોઇ શકતો ન હતો. બીજા ભૂતે એક બેટરી કાઢી કાગળના ફક્ત તળીઆ પર અજવાળું નાખતા કહ્યું "ચાલ કાંઇ પણ બોલ્યા વગર આ તારા આમાલનામાં પર સહી કરી આપ!" અય્યાશ થોડીવાર વિચારમાં પડયો પણ તરતજ એક ચાબુક એવી જોરથી પડી કે પીઠ ફાટી ગઇ, લોહી નીક-

જાવા માંડયું. ભૂતે ગર્જનાં કરતા કહ્યું "નાલાએક અહીં પણ વિચાર કરે છે. પ્રભૂના દરબારમાં પણ ઍસીસ્ટરી કરવા માંગે છે? ચાલ જલદી સહી કરી આપ અમને બીજાઓને લેવા જવાનું છે." આ સાંભળી બીજો ભુત હસી પડયો. બીચારા અય્યાશે કંઈ પણ બોલવા વગર તે કાગળ-પર સહી કરી આપી. ફરી ભુતોએ મારવાનું શરૂ કર્યું અને અહીંસૂધી મારતા રહ્યા કે તે પાછો બેભાન થઈ ગયો જ્યારે સ'વારે આંખ ખુલી તો પોતાને તેજ ઈસ્પીતાલમાં પડેલો જોયો.





## પ્રકરણ ૧૨ મું.

### "પ્રાર્થના કબુલ થઇ".

અય્યાશની જીંદગીનું વહાણ એક એવા ખાબોચીઆમાં સપડાયું હતું કે જ્યાંથી નતો પાછું કીનારે લાગતું. કે નતો ડુબી જતું. તેની મુશીબતનો અંત નતો મોત આવતી કે નતો તંદુરસ્તી. હવે "ઘડપણમાં મનુષ્યને પ્રભુ યાદ આવે છે." એમ કહેનારાઓનું મતલબ આ સિવાય બીજું શું હોઈ શકે? કે, તકલીફો અને મુસીબતો પ્રભુનું ધ્યાન કરાવે છે.

મુસીબતોથી કંટાળેલો અય્યાશ ભુખ લાગતી તો દુધ પાઉં ખાઈ લેતો, તરસ લાગતી તો પાણી પીતો. ઉંઘ આવતી તો સુઈ જતો, પણ જાગવાનો તમામ વખત પ્રભુ

ભક્તિમાં ગાળતો હૃદય એક કાળ સુધી અને મગજ એક મુદ્દત સુધી પ્રભુથી વિરૂદ્ધ રહ્યાં પણ હવે તેઓને તેની તરફ રજૂ થવું પડયું ગુજરી ગએલા ચિતાર, મોજશોખની રાત્રિઓ, હીહી હાહાના દીવસો નજર સામે આવી ઉભતાં પણ હવે શું કરે ? સમજી ચુકયો હતો કે "સર્પ નીકળી ગયો ફોકટ લાકડી પછાડયા કરવાની છે. હવે તે દીવસો કદાચ મોત લાવી શકે"

ઇસ્પીતાલના નોકરે કોણ જાણે મુસલમાન હતો તેથી કે સવાબના (પુણ્યના) વિચારથી એક સમજુતીવાળું કુરાને શરીફ (કુરાનનુ પુસ્તક) લાવી આપ્યું હતું. અય્યાશ તેને વાંચતો સમજતો, અને શરમીંદગીના અશ્રુએ રડતો ખરૂં જોતાં હવે તે નામનોજ અય્યાશ હતો. અય્યાશી તેનાથી આઇલો દૂર નાસી ચૂકી હતી. શરીરનું માંસ નાશ પામી ચુકયું હતું. ફકત હાડકાંને જીવ બાકી હતાં નિર્બળ આંખો ધિમે ધિમે આમતેમ ફરતી અને ઇસ્પીતાલની દીવાલો સાથે અથડાઇ પાછી આવી જતી. ચાલવા જતો તો માથું ભમવા લાગતું. બેસીને ઉઠતો તો કમ્મર દુઃખી આવતી ટુંકમાં એક સમયે અમારી જીભ જેના માટે 'ધિક્કાર' 'ધિક્કારના' ઉદગારો ઉચ્ચારતી તે હવે તેને માટે "દયા દયા"ના ઉદગારો કાઢી રહી છે.

એક દિવસ પરોઢીઆમાં ઉઠી સવારની નમાઝ બાદ ગેલેરીમાં આવી બેઠો. શરીર તરફ જુએ છે તો આખું

શરીર કીડાંઓથી છલાછલ થઇ રહ્યું હતું. ખદખદતા કીડાં પડી ચૂક્યા હતાં. અને જે શરીરમાંથી હંમેશાં ભારે ભારે સેંટ અને અત્તરોની સુગંધ ઉડતી આજે તેમાંથી ખરાબ દુર્ગંધ ઉડી રહી હતી. એકદમ છાતી ભરાઇ આવી, અંતર ધ્રૂજવા લાગ્યું. પ્રભૂ યાદ આવ્યો, અને અંદર જઇ કુરાન લઇ વાંચવા બેઠો. વાંચતા વાંચતા તેની નજર તે પેરેગ્રાફ ઉપર પડી કે જેમાં ઇશ્વરે હઝરત ઐય્યુબ (અલ) નામના (મુસલમાનોના) પેગંબર પર તેમના શરીરમાં પડી ગયેલા કીડાઓ વખત દયા બતાવી હતી. મન ધડકવા લાગ્યું બદનમાં રોષ ચઢી આવ્યો, આકાશ તરફ આંખો ઉઠાવી પાછી નીચી કરી લીધી, પૂનઃએક વાર ઉંચકી, અશ્રુઓથી ભરપુર હતી, અંતર કંપી રહ્યું હતું. એકદમ રડી પડયો. અને હૃચ્ચાફાટ રૂંધન સાથે કહેવા લાગ્યો.

"હે પ્રભુ જેવી રીતે તેં હજરત ઐયુબ (સલ) ને કસોટી વખતે પાડેલા કીડાંઓથી બચાવ્યા હતા, તેવી રીતે મને બચાવ. મારા પર દયા કર, મારા પર રહેમ કર, જો કે હું આનાથી વધારે સજાને પાત્ર છું, છતાં તારી દયાનું સાગર વિશાળ છે, તું કૃપાળુ છે, અને હું એક નાચીજ બંદો (ગુલામ) છું તો મારા પર પ્રેમની નજર નાખ, તેં તેવાઓને માફી આપી કે જેઓએ મરતા સુધી તને ન ઓળખ્યો મરતા સુધી પાપાકર્મો કરતા રહ્યા. તો પછી

મને માફી આપવામાં શું વાંધો છે મેં તને મારી જીંદગી-માંજ ઓળખ્યો પીછાણ્યો અને વાયદો કરૂં છું કે હવે હું કદી તને ભૂલનાર નથી."

હવે તેનાથી વધુ ન બોલી શકાયું પ્રભૂના ભયથી તેનું હૃદય થરથરી ઉઠયું. તેની હીંમત તેને છોડી નાસવા લાગી. અને તે ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યો.

જો કે દુનીયા આ વાતને ન માનશે અને અક્કલ આ બનાવને ન સ્વિકારશે, તો પણ અમે કહીશું, કે તે દુઃખી દીલની પ્રાર્થના તે દુનીયાના શહેનશાહ આકાશી દેવતાના દરબારમાં પહોંચી ગઇ, કે જ્યાં નતો નમાજ (ભક્તિ)ની જરૂર છે કે, ન સીજદાની (પગે લાગવાની). ફક્ત એક દુઃખી હૃદય જોઇ તેની રહેમતનું (મહેરબાનીનું) સમુદ્ર જોશ ખાઈ ગયું. અને અય્યાશના તમામ પાપ તેમાં ધોવાઈ ગયાં.

હજુ ગાલ પરના અશ્રુઓ પણ ન સુકવા પામ્યા હતા કે ધીમેથી ઇસ્પીતાલનું બારણું ખુલ્યું. અને એક સત્તર અઢાર વર્ષની ઉમ્મરનો ગોરા રંગનો, નવયુવાન માથે પાઘડી બાંધેલી બગલમાં એક પોટલું તથા હાથમાં એક બેગ લઇ અંદર દાખલ થયો અય્યાશે તેને જોયું, તેણે પાસે આવી સલામ કરી હસ્તધુન માટે બન્ને હાથો લંબાવ્યા.



# પ્રકરણ ૧૩ મું.

## "જુની ઓળખાણ."



તે માટીનું શરીર, કે જેનાથી હરકોઇ નફરત દાખવી દુર નાસી રહ્યું હતું. તે નિરાશ હાથો કે જે એક અહના ઇસ્પીતાલના નોકર આગળ ઉઠયા, અને ના ઉમેદીથી પાછા ફર્યાં. તે હાથો કે જેની તરફ દુનીયાએ ધિક્કાર મોકલ્યો. આજે તેની તરફ એક અજાણી મનુષ્ય જાતિનું હર્ષ ભરી રીતે વધવું જોઇ અચ્યાસ દીંગમાં રહી ગયો. કેટલીક વાર સુધી તો તે આવનારનું મોંજ જોતો રહ્યો. પણ જ્યારે તેને એમ માલમ પડયું, કે "આવનાર મનુષ્ય તેના રોગની ભયંકરતાથી અજાણ હોવો જોઇએ, અને મારે તેને વગર કહયે મુસીબતમાં ન નાખવો જોઇએ" ત્યારે એકદમ દુર ખસી ગયો અને કહ્યું "કદાચ તમે મારા રોગથી ના વાકેફ હશો કે હું કોઢી છું અને મારા શરિરને અડકનાર માત્ર પણ મારા જેવો કોઢી થઇ જાય છે. માટે કૃપા કરી દૂરજ ઉભા રહી જે કહેવું હોય તે કહો."

આવનારે આ સાંભળી સ્મિત હાસ્ય કરી કહ્યું, "કદાચ આપ પણ મને ઓળખતા ન હશો કે હું તમારી દૂધ પીવડાવનાર ધાવનો દુઃખી પુત્ર અઝીઝ છું: મેં નોકરીઓ કીધી પણ બરતરફ થઇ ગયો, વેપાર કીધો પણ ખોટ

આવી, મજુરી કરવા ગયો તો માંદો પડયો, ટુંકમાં દુની-
યાના જે જે ધંધા તરફ હું પ્રેરાવો પણ ના ઉમેદી વગર
કંઇજ ન મળ્યું. આખરે જ્યારે ચારે તરફથી નિરાશ થઇ
મારા દુઃખી જીવનપર વિચાર કરી રહ્યો હતો, ત્યારે એક
દીવસ મારા એક દોસ્તના મોઢે સાંભળ્યું કે આપણા શહેરના
ડેપ્યુટી કલેકટર મી. અય્યાશ સાહેબ ઘણીજ ખરાબ હાલ-
તમાં છે, અને ભયંકર કોઢ થવાથી શહેરથી બાર માઇલ
દુરની એક કોઢી હસ્પીતાલમાં તેમને નાખી દેવામાં આવ્યો
છે." અને એમ પણ સાંભળ્યું કે આપ આપની (પ્રભુ
આપની ઉમ્મરમાં વધારો કરો ) આશિસ આપતા કહ્યું.
"જીંદગીના આ છેલ્લા દિવસો એવી તો તકલીફમાં પસાર
કરી રહ્યાં છો. કે સારવાર માટે એક પણ નોકર આપ
પાસે નથી." તો તરતજ મરનાર માતુશ્રીએ કરેલી વાત
યાદ આવી કે "આ શહેરના ડેપ્યુટી કલેકટર સાહેબને મેં
દુધ પીવડાવ્યો છે." તરતજ વિચાર આવ્યો કે આ શરિર
જેની નસેનસમાં આપનું લુણ દોડી રહ્યું છે. આપના ચરણે
ભેટ કરી દઉં. અને એવી મોતે મરૂં કે જે કોઇ અન્ય
માટે નહીં તો ફકત મારા માટે મગરૂરીનું કારણ થાય,
અને હૃદય પોતાની ક્રીયા બંધ કરે તો આત્મા એ
આનંદમાં દેહ છોડે કે "ખાધેલું લુણ હલાલ થયું."

'સૌથી પહેલાં," તેણે આગળ જણાવતા કહ્યું "હું
શહેરના મોટા મોટા હકીમો પાસે ગયો. સદભાગ્યે એક

પાસેથી કોઢ માટે એક અત્યુત્તમ રામબાણ ઈલાજ હાથ લાગ્યો. જેની તેણે પણ બહુ ખાત્રી આપી, પણ અફસોસ કે તે ઇલાજમાં જે મુખ્ય જડી તરીકે ઉપયોગમાં આવે છે. તે ઘણાં થોડાજ પ્રમાણમાં મળી છે. સામેના એક બે ડુંગરો જોઈ આગળ વધવાનો વિચાર હતો. પણ સત્ય લૂણે એવો તો બેચેન કરી દીધો હતો. કે એક પણ ડગલું આગળ વધી શક્યો નહીં, તેથી જેટલી મળી તેટલીજ લઇને આપ પાસે હાજર થયો છું.

"સરકાર" તેણે પોતાની ગરીબી જણાવતા આગળ કહ્યું "આપ આ શું કહી રહ્યા છો! હું તો એક અદનો ગુલામ છું. આપના ચરણોની ધુળ પણ મારા માટે ઉચ્ચતાનુ ગર્વ ધરાવે છે. મારૂં આખું કુટુંબ આપના ટુકડાઓ પર પોષાએલું છે, અને અમે જો આખી ઉમ્મર ઉલ્ટીઓ કરીએ તોપણ આપનું ખાધેલું નીમક અમારા આંતરડાઓમાંથી નીકળી શકતું નથી. હું જીવતો હોઉં અને તમને આવી મુસીબતમાં કામ ન લાગું, તો ધિક્કાર છે મારા આ જીવન પર અને મારી જનેતા પર........"

આટલું કહી તે પરોપકારી ધાવપૂત્ર એકદમ આગળ વધ્યો, હાથમાંની ચીજો જમીન પર ફેંકી અને એવા પ્રેમથી ભેટી પડયો કે અય્યાશ પત્થરની જડમૂર્તી માફક સ્તંભિત થઈ ગયો. માથું ચકરાવા લાગ્યું, ભેજું સુન્ન પડી ગયું, અને પળવારમાં એવા એવા વિચારો આવી નીકળી ગયાં

કે આંખોમાં પાણી ભરાઇ આવ્યું. મનમાંજ બોલી ઉઠયો. "ઓહ પ્રભૂ જયારે દુનીયામાંથી આરઝા જેવી ભણેલી ગણેલી સ્રી હાથતાળી આપી નીકળી ગઇ, ત્યારે એવા એવા મહાન પુરૂષો પડેલાં છે કે જેઓએ ખરી રીતે ન મારૂં કંઈ ખાધું ન પીધું, જેમની શિકલ પણ હું ઓળખતો નથી, ખાલી એક બાપદાદાના વહેવાર પર મોતને આલેટવા તૈયાર છે?"

અઝીઝનું અંતઃકરણ મહોબ્બત અને વફાદારીથી ભરપુર હતું, જે જોઇ અય્યાશનું મન કે જે મહીનાઓથી મનુષ્યનું મોં જોવા અને પ્રેમ ભર્યાં વાકયો સાંભળવા તલસી રહ્યું હતું, પ્રેમથી ઉભરાઇ આવ્યું, બંનેના પવિત્ર પ્રેમે એક એવો જોશ પેદા કરી દીધો, કે બંનેના આંખમાંથી અશ્રુઓની નદીઓ વહેવા લાગી અને કેટલીક પળો સુધી આ બંને પવિત્ર પ્રેમીઓ એક બીજાને વળગી રડતા રહ્યા.

છુટા પડયા પછી આસપાસના જંગલમાંથી બળતણ એકઠું કરી અઝીઝે સર્વથી પહેલાં પાણી ગરમ કર્યું. અય્યાશને ચોળી ચોળીને નહવડાવ્યો, પોતા સાથે બેગમાં લાવેલાં કપડાં પહેરાવ્યાં અને પછી જલ્દીથી રસોઇની તૈયારીમાં ગુંથાઈ ગયો. આ દર્મીયાન અય્યાશ આભારી દૃષ્ટીએ તેની તરફ જોઇ રહ્યો હતો. કે થોડી વારમાં રસોઇ તૈયાર થઇ ગઇ. અઝીઝે બેગમાંથી એક સફેદ ચાદર કાઢી જમીન પર પાથરી, અને જમણની થાળી મૂકી અય્યાશને જમવાનું કહ્યું.

આ એક અજબ આશ્ચર્ય ઉપજાવનારો વખત હતો, કે જયારે અય્યાશ એક લાંબા વખતથી જે ઘરની રસોઇ

માટે તલસી રહ્યો હતો. ત્યારે તે એક અજાણ્યા માણસે અને તે પણ અણધારે વખતે લાવી તેની સમક્ષ મૂકી. અને સર્વથી વધારે આશ્ચર્ય ઉપજાવનારી વાતતો એ હતી, કે જ્યારે અય્યાશે અઝીઝને પોતાની સાથે જમવાનું કહ્યું. અને જ્યારે તે પુર્વજોના વફાદાર નોકરે જવાબમાં આ પ્રમાણે જણાવ્યું કે "એક લૂણ ખાધેલા ગુલામની શી તાકાત છે કે તે પોતાના માલીક સાથે બેસીને જમે ? તમે જમીલો પછી હું જમીશ"

છેવટે ઘણીજ જીદ કર્યા પછી અય્યાશે એકલાએ પેટ ભરી તે જમણ ખાધું. દરેક કોળીઆમાં તે એક તરફ ઇશ્વરનો અને બીજી તરફ અઝીઝનો ઉપકાર માનતો. ખાઇને પરવાર્યા બાદ અઝીઝે તેના આખા શરિર પર લાવેલી દવા લગાડી, અને જખ્મો પર ભૂકી છાંટી.

લાંબા વખત પછી મળેલી હાથની રસોઇથી અય્યાશે ખૂબ પેટ ભરી ખાધું હતું. જેથી પલંગ પર પડતાંજ ગાઢ નિંદ્રા આવી ગઇ. ત્રણ ચાર વાગ્યાને શુમારે જ્યારે આંખ ખુલી તો જુએ છે શું ? કે તે દાસીપૂત્ર સખત શ્રમ લઇ પગો દાબી રહ્યો છે. "ના" કહેવા છતાં ન માનવાથી એક ઠંડો શ્વાસ ખેંચી પૂનઃ સુઇ ગયો. ઇસ્પીતાલનાં નોકરે આવી દુરથી વાડકામાં દૂધ રેડી, અઝીઝને બે ત્રણ સવાલો પૂછી ચાલતો થયો. અઝીઝે બેગમાંથી સાથે લાવેલો લેમ્પ કાઢી સળગાવ્યો અને ફરી પાછો પગ ચાંપવા બેસી ગયો.

આખી રાત તે વફાદાર નોકર આવીજ રીતે મહેનત કરતો રહ્યો. છેક સવારે સ્હેજ ઉંઘ આવવાથી અય્યાશના પગ પાસે ભોંય પર એક કામળ પાથરી સુઇ ગયો. જ્યારે અય્યાશ જાગ્યો તો તેને માલમ પડયું કે તે હવે નવો જીંદગીના પારણામાં ઝોલા ખાઇ રહ્યો હતો. ફરી એકવાર તે મહાકૃપાળુ પ્રભુના કે જેણે લાખોને પોતાના માયાળુ પ્રભાવથી બચાવ્યા ઉપકાર માન્યા.





# પ્રકરણ ૧૪ મું.

## " ભલાઓ માટે મુસીબત."

વરસાદના નાના નાના ટીપાઓ આનંદીતપણે આમ તેમ કુદી અય્યાશને મુબારકબાદી આપી રહ્યાં હતાં. અય્યાશે ત્રણ રાત્રીઓ અને બે દીવસો એટલા સુખમાં કાઢયા કે પૂછવાની વાત નહીં. આજે ત્રીજો દીવસ હતો પણ હજુ મુસીબતોના દીવસો બાકી હોવાથી એકાએક વાદળાં ઘેરાઇ આવ્યાં અને ધોધમાર વરસાદ ચાલુ થઈ ગયો. નાના નાના વરસાદના ટીપાંઓ મોટા મોટા થઇ હીમમાં ફેરવાઇ ગયાં. અને આજે અય્યાશની તબીયતમાં કોઈપણ જાતનો સુધારો થવાને બદલે ઓરબી વધારો થઇ ગયો. તેની હાલત રોજ કરતાં વધારે બગડી ગઈ. અને બન્નેને નક્કી ખાત્રી થઇ ગઇ, કે "જીંદગીનો છેલ્લો દીવસ આજે છે." આંખો ફેરવાઇ રહી હતી, શ્વાસ જોરથી ચાલી રહ્યાં હતાં, બોલવાની કે હાલવાની

શક્તિ નહતી. ધીમે ધીમે ફરતા શ્વાસોચ્છવાસ એકદમ વધી ગયાં અને અય્યારીએ આંખો બંધ કરી લીધી.

કેટલીક વાર સૂધી આમ બેભાન પડી રહ્યા બાદ જ્યારે જરા હોશ આવ્યા તો જુએ છે શું ? કે તે બાપદાદાનો જુનો નોકર રડી રડીને પોતાની આંખો તેનાં પગના તળીઆં સાથે ચોળી રહ્યો છે. એકદમ છાતી ઉભરાઇ આવી, હાથને ઇશારે પાસે બોલાવ્યો અને કંઇ કહેવા ચાહતો હતો પણ બોલવાની શક્તિ ન હોવાથી ત્યાંજ પડી રહ્યો.

અઝીઝ મોંમા બે ત્રણ પાણીના ટીપાં છોડી માથે ચુંબન લેવા જાય છે, તો જુએ છે કે અય્યાશની આંખોમાંથી પાણી વહી રહ્યું છે. પાઘડીના છેડાથી અશ્રુ લુછી આકાશ તરફ આંગળી બતાવતા કહ્યું કે, " તેનાપર ભરોસો રાખો તે તણખા માત્રમાં જીવ નાખનારા છે. "

* * * *

બંનેની રાત્રી એવીજ મુસીબતમાં ગુજરી ગઈ અને સ'વાર પોતાનો ડંકો વગાડતી આવી પહોંચી. અય્યાશે પાણી માંગ્યું, અઝીઝ ઉઠયો. લોટો ખાલી હતો, માટલું સુકાઈ ગએલું હતું અને કુજામાં કાણું પડેલું હતું. બહાર નીકળી જુએ છે તો વરસાદ બંધ થઈ ગએલો હતો. કોઈપણ ઠેકાણે પાણી ન જણાયું. હવે મન એપણ ન કબુલ કરી શકતું કે " પોતાના માલીકને એવી હાલતમાં મૂકી બહાર પાણી લેવા જાય." અને એ પણ ન સહન કરી શકતું કે " તેનો ધાણી આ છેલ્લી ઘડીએ એક એક ટીપાં પાણી માટે તલસી તલસીને મરે."

થોડીક વાર પછી વિચાર કરી ઘડો લઈ પાણી માટે બહાર નીકળી પડયો. કુવો કઈ તરફ હતો એ ખબર ન હતી. છતાં એક ડુંગર પર ચઢીને જુએ છે તો હોઢા માઈલને છેટે એક નહેર વહેતી જણાઈ.

નીચે ઉતરી હીંમત બાંધી આગળ વધ્યો, ચારે તરફ ભયાનક જંગલો અને પર્વતો હોઈ તે જગ્યા શહેરથી દૂર હોવાને લીધે હીંસક પ્રણીઓની બીક વધારે હતી. અઝીઝ તેઓની અવાજ સાંભળી રહ્યો હતો. છતાં તે વફાદાર કુળમાં જન્મેલા સાચા સુપુત્રના શરીરમાં કયું હૃદય હતુ અને હૃદયમાં પ્રભૂ જાણે કયા પ્રકારની વફાદારી લહેરી રહી હતી ? કે નિર્ભયતાથી આગળ વધ્યો પણ થોડેજ દૂર ગયો ન હશે કે, અચાનક બાજુમાંથી એક વાઘે તરાપ મારી, ઘડો ફૂટયો અઝીઝ નિચે પડયો અને વાઘ ઉપર ચઢી બેઠો..... આહ કલમ કઈ જગા પરથી છુટી ગઈ........! ભલે કંઈ નહીં અમારે ત્યાંથી આઠ આના મોકલી. "અઝીઝની વફાદારી" નામની ચોપડી મંગાવી જુઓ કે તે નિમકહલાલ અઝીઝનું શું થાય છે ? ગરીબ હલીમા જીવતી છે કે ખરેખર મરીજ ગઈ ? અને અય્યાશ આ ભયંકર રોગમાંથી મુકત થાય છે કે નહી ? વિગેરે આના કરતાં વધારે દીલ ધડકાવનારી રીતે દર્શાવવામાં આવ્યું છે. માટે આટલેથી ગરીબ હલીમાનો પ્રથમ ભાગ..........

સમાપ્ત.